
સુભદ્ર
ગ્રંથાવલિ
ભારતી



★

કૉલેજકુમારો અને કન્યા-ઓના આદર્શો, ઊર્મિઓ, સંવેદનો, સ્વપ્નાં, વિનોદ અને ટીખળો પર આ નવલકથા સરસ પ્રકાશ પાથરે છે.

કેવળ વેદિયો અને ડરપોક અજિત, ધીંગા દાદાજી અને શક્તિસ્વરૂપા ભારતીની પ્રેરણાથી મર્દ બની સંસાર-સાગરમાં ઝુકાવે છે એના માનસ પલટા અને તેમાંથી થયેલા માનવ પરિવર્તનની કથા એટલે

'ભારતી'



ભગવાન બુદ્ધના જીવન સંદેશ
નો પ્રચાર કરતી ભારતની
વિશ્વમાન્ય સંસ્થા

મહાબોધી સોસાયટી
ના આગેવાન સભ્યોની પ્રેરણા
અને અનુમતિ પછી...
પ્રકાશ પીક્ચર્સ
એમના આગામી ભવ્ય સર્જન
માટે સહર્ષ જાહેર કરે છે...

# ભગવાન બુદ્ધ

દિગ્દર્શક :
વિજય ભટ્ટ

કલા નિર્દેશક :
કનુ દેસાઈ

આંતરરાષ્ટ્રીય વર્ચસ્વ ધરાવતી મહાબોધી સોસાયટીના સભ્યોએ પ્રકાશ પીક્ચર્સને મોકલેલા પત્ર પર પોતાના હસ્તાક્ષરો મુક્યા છે જેમાંના થોડાક નામો—

(૧) ડૉ. શ્યામપ્રસાદ મુકર્જી
M.A. D. LITT. LL, D.
પ્રમુખ : મહાબોધી સોસાયટી
" હિન્દુ મહાસભા

(૨) ડૉ. સી. જે. પાઉ
ચીનના વડા કૉન્સલ
જનરલ અને સોસાયટીના
ઉપપ્રમુખ

(૩) ડૉ. સુરેન્દ્રનાથ દાસગુપ્તા
M. A. PH. D. LITT. C. I. E.

(૪) ડૉ. અરબિંદ આરૂઆ
M. A., PH. D.

(૫) ભીખ્ખુ એન. જીનરત્નમ
(સીલોન)

(૬) રેવ૦ જયવર્ધન (બુદ્ધગયા)

(૭) ભીખ્ખુ યુ. નંદનમાલા (બર્મા)

(૮) લામા નાગવંગ શુલખીમ
(ટીબેટ)

(૯) રેવ૦ શો હોઈકીંગ (ચાઈના)

(૧૦) સીસ્ટર વજીરા (સારનાથ)
ઉપરાંત બીજા અનેક મહાજનોના
આશીર્વાદ મળ્યા છે.



**મહર્ષિ વાલ્મિકીનું તપોવન**

લવ અને કુશ
મહારાજા રામચંદ્રજી
ના તેજસ્વિ બાળકો
અશ્વમેઘ યજ્ઞનો
પ્રતાપી ઘોડો
અયોધ્યા નગરીની મહાસેના
અને આ બે ઋષિકુમારો
અને પછી જામતો
એ મહાજંગ......
દેશ જેના એક એક દ્રશ્ય
ઉપર વારી ગયો છે.

# પ્રકાશ

નું મહાન
બોલપટ




દિગ્દર્શક:
**વિજય ભટ્ટ**

કલાનિર્દેશક:
કનુ દેસાઇ




પાત્રો : શોભના સમર્થ – પ્રેમ અદીબ – ઉમાકાંત
બદ્રીપ્રસાદ – યશવંત – મધુસુદન – રંજના

સમય :
૩ા–૬ા (હીંદી)
રાત્રે ૯–૪૫ (મરાઠી)
દર રવિવારે સવારે
૯–૩૦ (મરાઠી)

**આજેજ જુઓ**

શુક્ર–શનિ–રવિ
પહેલો ખેલ
બપોરે ૧૨–૩૦ વાગે

# સુપર ટૉકીઝ

**એવરગ્રીન રીલીઝ**

ગરવી ગુજરાતના
સમર્થ સાહિત્યકાર
શ્રી. કનૈયાલાલ મુનશીની
ઐતિહાસીક નવલકથા
જીવતી બને છે :

દિગ્દર્શક :
સોહરાબ
મોદી



મિનરવાનું
ગૌરવશાળી
ઐતિહાસીક
સર્જન :

•

# પૃથ્વીવલ્લભ

- મુખ્ય ભૂમિકા -

સોહરાબ મોદી, દુર્ગા ખોટે,
સંકઠાપ્રસાદ, કજ્જન, મીના વિગેરે

•

મુંબઇનું અદભૂત આકર્ષણ થઇ પડયું છે !

ન્યુ વેસ્ટ એન્ડ ટૉકીઝ

## હે મા તેરે ચરણોં પર

## આકાશ ઝૂકા દેંગે



ત્રણ કન્યાઓએ માતાની લાજ રાખી
ત્રણ દીકરીઓએ દીકરાનું કામ કરી બતાવ્યું

પંચોલી ચિત્ર

# પૂંજી

શ્રી. દલસુખ પંચોલીએ રૂપેરી પરદાને
ઓળખીને આ ચિત્ર રજુ કર્યું છે

તા. ૨૩ મી ઓકટોમ્બરથી
શરૂ છે — **સેંટ્રલ** મુંબઇ

તૈયાર થાય છે

# શીરીં ફરહાદ

પંચોલી ચિત્ર — એટલે — પ્રજાનું ચિત્ર

સમગ્ર
રાષ્ટ્રને
રીઝવી
રહેલી
સરસ
ચિત્રકૃતિ :

## રાષ્ટ્રીય કલાનું

આ પ્રતિક



મહેબુબ
પ્રોડકશન
નવી શૈલીની
તસ્વીર
આપે છે :

●

## સંસ્કારથી

સમાજ જીવનમાં
અજિત યોદ્ધા
બનવાની પ્રેરણા

## જે નારીએ

એક જુવાનને
નવું જીવન
બક્ષ્યું તેની
નવીજ શૈલીએ
આલેખાયેલી
ચિત્રકથા :

★

# નજમા

નિર્માતા : દિગ્દર્શક : મહેબુબ

| મુંબઈમાં<br>મીનરવા<br>માં શરૂ છે: | અશોકકુમાર<br>વીણા<br>સીતારા, કુમાર, યાકુબ |
|---|---|

બુકીંગ:—Calcutta Film Exchange: Bombay.

આવે છે ! મહેબુબ ચિત્ર :

## 'તકદીર'

મોતીલાલ, ચન્દ્રમોહન,
ચાર્લી, જીલ્લુબાઈ
અને નવી તારિકા
નરગીસ

ઇતિહાસને નવી વાચા
મળે છે

## 'હુમાયૂન'

જેમાં
વીણા

મહેબુબ પ્રોડકશન્સ :: તારદેવ :: મુંબઈ—૭

સુભદ્ર ગ્રંથાવલિ પુસ્તક પહેલું.

# ભારતી

:: લેખક ::
સીતારામ જે. શર્મા

સુભદ્ર પ્રકાશન મંદિર
૨૨૩૬, બાઉઆની પોળ : રાયપુર
:: અમદાવાદ ::

પ્રકાશક : સીતારામ જે. શર્મા
સુભદ્ર પ્રકાશન મંદિર
૨૨૩૬ : ખાડિઆની પોળ : રાયપુર : અમદાવાદ

કિંમત : અઢી રૂપીઆ

આવૃત્તિ પહેલી વિ. સં. ૨૦૦૦



: વાર્ષિક લવાજમ :

: સ્વદેશમાં : રૂ. ૬—૦—૦

: વિદેશમાં : રૂ. ૯—૦—૦

ગ્રંથાવલિના ગ્રાહકો સિવાય માટે

: સોલ એજન્ટસ :

**એન. એમ. ઠક્કરની કંપની**

બુકસેલર્સ : : પબ્લીશર્સ

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ: મુંબઈ ૨.

મુદ્રક : શાહ મણિલાલ છગનલાલ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ. ઠે: નોવેલ્ટી
સિનેમા પાસે, ઘી કાંટા રોડ : અમદાવાદ.

માતૃભૂમિની મુક્તિ માટે
જેમના દિલને ઉત્કટ તાલાવેલી
છે: એવા, સ્વદેશની સ્વતંત્રતાની
લડતમાં સક્રિય સેવા અર્પનાર



શ્રી. પર્સી વકીલને !

# પ્રસ્તાવિક

માનવી એકલા શારીરિક બળને વિકસાવે તો બુદ્ધિ અને વિવેક વિહોણું શરીરબળ પશુબળ બની જાય છે: તેમ શરીરબળ વિનાનું એકલું બુદ્ધિબળ માનવીને પોથીપંડિત અને ભીરૂ બનાવે છે.

શરીરબળ એટલે આત્મબળ: એ બાબતમાં આપણે ઘણા જ પછાત છીએ. આત્મશ્રદ્ધાથી જ આત્મબળ ખીલે છે. પરંતુ ગુજરાતમાં એવાં સંખ્યાબંધ વડીલો છે, જે પોતાનાં સંતાનોને ઉચ્ચશિક્ષણ અને સારી જેવી દોલતનો વારસો આપવાની જેટલી કાળજી રાખે છે, તેથી એકસોમા ભાગ જેટલી કાળજી એમને શારીરિકવિકાસનો વારસો આપવા તરફ રાખતા નથી.

પરિણામે 'ભારતી'ના અજિત જેવા જુવાનો આપણને ઠામ ઠામ જોવા મળે છે. સુરેશ અને ચંદુ જેવા મારકણાઓ તેથી જ ફાવે છે. આવી પરિસ્થિતિમાં દાદાજી અને ભારતી જેમણે અજિતને મુડદામાંથી મર્દ બનાવ્યો, એવા વડીલોની અને સાથીઓની ગુજરાતને ખાસ જ નહિ પણ અનિવાર્ય જરૂર છે.

એ ભાવના 'ભારતી'ના ઘડતર વખતે મારા મનમાં જાગૃત રહી છે. ગુજરાતી વાચકોમાંથી કોઈકને પણ એ ભાવના સ્પર્શી જશે તો પણ મને સંતોષ થશે.

અમદાવાદ
દેવ દિવાળી
વિ. સં. ૨૦૦૦

**સીતારામ જે. શર્મા**

## સંચાલક તરફથી

'સુભટ્ટ ગ્રંથાવલિ'નો આરંભ કરતાં માત્ર એટલું જ નિવેદન કરવાનું છે કે: હેતુલક્ષી લલિત વાઙ્‌મય, વાચકવર્ગને યથાશક્તિમતિ પીરસાય એ ભાવનાથી પ્રેરાઈને આ કાર્યક્ષેત્રમાં પગલું મૂકું છું.

ગુજરાતની જનતા સહકાર અને સાથ આપે તો જ મારા આદર્શ ફળી શકે અને 'સભટ્ટ ગ્રંથાવલિ' ફાળી શકે. એટલો વિશ્વાસ તો મને છે જ કે ગુજરાત એ સાથ ને સહકાર મને આપશે જ: મારી તરફથી એમને પૂરતો સંતોષ આપવાના પ્રયત્નોની ખાત્રી વાચકોને હું આપું છું. સમય અસાધારણ છે: છતાં અનેક નવાં સાહસો માનવીઓ અસાધારણ સમયમાં જ ખેડે છે. એટલે આવા સંજોગમાં 'સુભટ્ટ ગ્રંથાવલિ'નો આરંભ કરતાં મને ખાસ ભય તો લાગતો નથી જ. 'ભારતી'ના પ્રકાશનમાં, નવજુવાનોને વર્તમાન પરિવર્તિત યુગે આવશ્યક પ્રોત્સાહન મળે એ હેતુ છે. એમાં સરેરાશ કોયેજીયનો પર ટીકા છે એમ કોઈ ન માની લે, એટલી પ્રાર્થના.

આ પછીનું પુસ્તક 'ખાલી ખોળો' ફાગણ મહિનામાં વાચકોને મળી જશે.

અમદાવાદ
દેવઊઠી એકાદશી
વિ. સં. ૨૦૦૦

સંચાલક
સુભટ્ટ પ્રકાશન મંદિર

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ૧ | યૌવનના ઉલ્લાસ | ૧ |
| ૨ | અભય | ૮ |
| ૩ | અખતરો | ૧૨ |
| ૪ | ઉપાલંભ | ૨૦ |
| ૫ | ગોપાળદાદા | ૨૭ |
| ૬ | ઉપહાસ | ૩૨ |
| ૭ | દયાનું ઝરણ | ૩૬ |
| ૮ | કાશીનો મિજમાન | ૪૨ |
| ૯ | કવિરાજ | ૪૭ |
| ૧૦ | નૃત્યાલયમાં | ૫૧ |
| ૧૧ | પત્ર અને ઉત્તર | ૫૭ |
| ૧૨ | સુરેશનાં તોફાન | ૬૧ |
| ૧૩ | નાચણિયો | ૬૫ |
| ૧૪ | ભાવિના ભેદ | ૭૦ |
| ૧૫ | દાદાજીનો પત્ર | ૭૬ |
| ૧૬ | ચિતભ્રમ | ૭૯ |
| ૧૭ | નવું ધતિંગ | ૮૫ |
| ૧૮ | સાગર તટે | ૯૨ |
| ૧૯ | પ્રત્યાઘાત | ૯૬ |
| ૨૦ | અતુલ | ૧૦૦ |
| ૨૧ | બે પત્રો | ૧૦૬ |
| ૨૨ | દાદાજીનું આગમન | ૧૧૩ |
| ૨૩ | સુરેખા પાસે | ૧૧૯ |
| ૨૪ | કસોટીનો આરંભ | ૧૨૪ |
| ૨૫ | ઘર્ષણ | ૧૨૮ |
| ૨૬ | ભડકો | ૧૩૩ |
| ૨૭ | વેવિશાળ | ૧૩૮ |
| ૨૮ | જય પરાજય | ૧૪૩ |
| ૨૯ | દાદાની ત્રાડ | ૧૪૮ |
| ૩૦ | ચોકળ ફૂટયું | ૧૫૪ |
| ૩૧ | સાસરવાસ | ૧૬૨ |
| ૩૨ | કવિતા અને કાન્તા | ૧૬૫ |
| ૩૩ | છબીઘર | ૧૬૮ |
| ૩૪ | પંચાત | ૧૭૭ |
| ૩૫ | ચીનુભાઈની ચિંતા | ૧૮૩ |
| ૩૬ | અજિતની મર્દાનગી | ૧૮૬ |
| ૩૭ | દીકરો નામ રાખશે | ૧૯૧ |

Talent is a torch God gives a few to show the way to the others; but if it is abused the result is fire and destruction.



Only fools and animals submit to suffering without doing anything to prevent it.

# યૌવનના ઉલ્લાસ

જુહુના સાગરકિનારે યૌવન હિલોળા લેતું હતું. નારિયળની વૃક્ષકુંજોમાં રસમસ્તી ઉછાળે ચડી હતી: વિદ્યાપીઠના વિદ્યાર્થીમંડળથી સાગરકાંઠો સજીવ બની ગયો હતો–જાણે યૌવનબાગમાં ફ્લેશ રમણે ચડ્યો.

કોઇક નાનકડું જૂથ સાગરના કિનારે ફરી રહ્યું હતું: કેટલાક જુવાનો ફૂટબોલને લતાપ્રહારે ગગનમંડળ તરફ ઉછાળી રહ્યા હતા. એક તરફ ગંજીપાની રમત મંડાઇ હતી: બાજુમાં અંગદ કુદકાની હરિફાઇ શરૂ થઇ ચૂકી હતી: થોડેક દૂર વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓ વચ્ચે રસીખેંચની સ્પર્ધા ચાલતી હતી: બીજી બાજુએ હુતુતુતુનો વ્યૂહ આરંભાયો હતો.

નારિયેળની વૃક્ષકુંજમાં ગ્રામોફોન વાગતું હતું અને એને તાલે તાલે નૃત્યશોખિન યુવક–યુવતિઓનાં દંપ્રે નૃત્ય કરી રહ્યાં હતાં.

ભારતીની આંખો ત્યારે અજિતને શોધી રહી હતી.

"ભારતી, કોને શોધે છે ?" મલ્લિકાએ પૂછ્યું.

"અજિતને જ, વળી બીજા કોને હશે? એટલુંએ નથી જાણતી!" ઉર્વશીએ મલ્લિકાની મજાક ઉડાવી.

"ભારતી! કહું, તારો અજિત ક્યાં છૂપાઇ ગયો છે તે?" સુહાસે મુક્તહાસ્ય સાથે શબ્દપુષ્પો વેર્યાં!

"મારો અજિત?...શાનો?" ભારતીએ ઉપાલંભ આપતી હોય એવો અભિનય કર્યો.

"એ તો હું શું જાણું–આખી કૉલેજ જાણે છે." સુહાસનું હાસ્ય ચાલુ જ હતું. "અજિત તો પેલા બંગલાની પાછળની નારિયેળીના થડને ટેક બેઠો બેઠો વાંચી રહ્યો!"

અને સંધ્યાકાળે ચકલીઓનું ટોળું એકસામટું ઉડે, તેમ ઉર્વશી, સુહાસ અને મલ્લિકા હસતી હસતી દોડી ગઇ.

ભારતીએ સુહાસનો વિરોધ કર્યો હતો, છતાં અજિત અને એની મૈત્રીની વાત પ્રોફેસરમંડળને ય અછતી નહતી. વિદ્યાર્થીમંડળમાં તો તેથી જ સુરેશ, દીપક વગેરે અજિતના હરિફ બન્યા હતા.

ભારતી એકલી પડી અને એના પગ સુહાસે બતાવેલા બંગલા તરફ વળ્યા.

થોડેક ગઇ અને એણે સુરેશને જોયોઃ અણગમાથી તે પાછી વળી. પણ સુરેશ એની જ પાસે આવી પહોંચ્યોઃ "નમસ્તે કુમારી ભારતી!"

સુરેશની રીતભાત ભારતીને નાપસંદ હતી. એણે આછડતાં જ કહ્યુંઃ "નમસ્તે!" અને તે આગળ ચાલી.

"કેમ અહીં એકલાં..."

ભારતીએ જવાબ ન આપ્યો.

"અજિતને શોધતાં હશો?"

"તેનું તારે શું કામ?"

"મારે નહિ તો તમારે તો ખરું ને?"

મેના અને મનોજ ફરતાં ફરતાં આવી ચડયાં. એમણે ભારતીને સુરેશ તરફ છણકો કરતી જોઇ હતી.

"સુરેશ..."મનોજે બૂમ મારી.

"ભારતી! અજિતને શોધે છે?" મેનાએ સસ્મિત પૂછ્યું. "એ તો ત્યાં બેઠો...'આંગળીથી બતાવીને એ બોલી: 'પુસ્તકનું મનન કરવામાં ભાઇસાહેબ મશગૂલ છે!"

"અને આ બાઇસાહેબ..."

"ખબરદાર, સુરેશ." ભારતીએ એને વચ્ચેથી જ તોડી પાડયો.

ત્યાં બેચાર બીજાં આવી ચડયાં.

"પણ અજિત જૂહુ પર વાંચવા આવ્યો છે કે મગ્ન કરવા?" મનોજે પૂછ્યું.

"એને ઓનર્સ જોઇએ છે." કોઇક કહ્યું.

"એ તો છે જ પુસ્તકોનો કીડો!" મેના ટહુકી.

"એ કૃષ્ણાવતાર નથી પણ બુદ્ધાવતાર છે બુદ્ધાવતાર." બીજાએ ટાણો માર્યો.

તેથી સુરેશને શોધતો હતો એવો લાગ મળી ગયો, એટલે ભારતીને ચિડવવાની ખાતર જ એણે કહ્યું: "વેદિયો છે વદિયો!"

અને સહુ ખડખડાટ હસી પડયાં.

ભારતીએ સુરેશની મુંગી અવગણના કરી.

સુરેશ ભારતીભક્ત હતો. પરંતુ એની ભક્તિ એકપક્ષી હતી, ફળી નહોતી: ફળવાની પણ નહોતી. ભારતીને એ ઉદ્ધત છોકરાએ પહેલી જ વખત ટીખળ કર્યું ત્યારથી જ એની તરફ અણગમો હતો.

અજિતની આવી ટીકાઓ થાય તે ભારતીથી સહન ન થયું. એ સહુથી છૂટી પડી, એને શોધતી નારિયેળીની કુંજમાં ગઇ.

અજિત વાંચવામાં તલ્લીન હતો. ભારતી ધીમે પગલે એની બાજુમાં ગઇ, છતાં અજિતને ખબર ન પડી. એકદમ એણે એના

હાથમાંથી પુસ્તક ઝડપી લીધું, "તારે વાંચવું જ હતું તો અહિં શા માટે આવ્યો ?"

ભારતીના શબ્દો કાને અથડાયા ત્યારે અજિતમાં ચેતન આવ્યું. એ પહેલાં, એકાએક હાથમાંનું પુસ્તક શી રીતે ઝૂંટવાઇ ગયું, કોણે ઝૂંટવી લીધું, એની સમસ્યા ઉકેલવામાં તે પડી ગયો હતો.

ધ્યાનમાંથી જાગી ઉઠ્યો હોય તેમ પુસ્તક લેવા હાથ લંબાવતો તે બોલી ઉઠ્યો: "અરે, અરે, મને હમણાં પાછું આપ. કેવો મજાનો ફકરો હતો ! ભારતી, જો તો ખરી !"

"મારે કશું જ નથી જોવું. અહીં તે મજા કરવાની હોય કે..."

"મને માત્ર એકજ વાક્ય પૂરૂં કરવા દે..."

એણે ભારતીના હાથમાંથી પુસ્તક ખેંચી લીધું અને ગુમ થઇ ગયેલું પાનું ઝટઝટ શોધી કાઢી એણે કહ્યું: "ભારતી, સાંભળ, આ કહે છે: 'To the young the world is merely the echo of battle and the chorus of the comedy' કેવું ભવ્ય ! કેટલું સરસ ? નવજુવાનને દુનિયા માત્ર સંગ્રામનો પ્રતિઘોષ અને હાસ્યપ્રધાન નાટકનું સમુહગાન જ છે ! વાહ ! વાહ !"

"એ બધું જીવનમાં ઉતારવાનું કે પુસ્તકોનાં થોથાંમાં રાખવાનું ? વાંચવા માટે ઘેર ઘણો વખત મળશે, ચાલ જરા રમતગમતમાં ભાગ લે."

"પણ મને ક્યાંક વાગી જાય તો..."

"અજિત, આવો જુવાન છતાં આટલો ડરપોક..."

"બાએ અને બાપાજીએ મારી પાસે વચન લીધું છે..."

"...કે ?"

"કે મારે કોઇ પણ પ્રકારના મસ્તી તોફાનમાં ભાગ ન લેવો, તેમ દરિયામાં સ્નાન કરવા સુદ્ધાં ન જવું !"

"તે શું તું આવડો અમસ્તો ફીકલો છે ? ચાલ, ચાલ." ભારતીએ એનો હાથ પકડીને ખેંચ્યો.

"ભારતી..."

"અજિત! ચિદ્વિલાસથી જેઓ ચિદાનંદમાં રહેતા નથી, તેઓ ચિદ્દઘન કે ચિદ્દરૂપ બને તો પણ શુષ્ક બની રહે છે. જીવનના ઉલ્લાસની એમને..."

"પણ ભારતી, મારૂં વચન..."

"શાનું વચન? જે વચન પાળવા જેવું ન હોય તે અપાય જ નહિ. તારાં બા ને બાપુ આટલા બધા શાને ડરે છે?"

"ક્યાંક હાથ પગ ભાગી જાય..."

"અજિત, તું જ કહેતો હતો કે તારા દાદાજી કાશીનિવાસ માટે ગયા છે, છતાં આટલી ઉમ્મરેય એ કુસ્તી ખેલે છે, અખાડા ચલાવે છે અને સહુને મર્દ બનવાની પ્રેરણા આપે છે. એમનો પૌત્ર તું...?"

"ભારતી..." અજિત શરમાઇ ગયો. એણે નતમસ્તકે બોચી પંપાળવા માંડી.

"ચાલ, ચાલ." ભારતીએ એને ખેંચ્યો.

સાગરકિનારે સહુ તરવા જવાની તૈયારી કરી રહ્યાં હતાં. ભારતીની પાછળ પાછળ, ગાયના વત્સ જેવા આવતા અજિતને જોઇને કોઇએ લલકાર્યું:

'મેટ્રિક માંદા પડયા, આ—આ—આ...!'

બીજાએ ગઝલના સૂરે લંબાવીને રાગડો તાણ્યો:

'બી.એ. બનાકે કયાં
મેરી મિટ્ટી પલિત કી?!'

સુરેશે આગળ આવી અજિતનું કાંડું પકડયું, "તારે પણ અમારી સાથે તરવા આવવાનું છે."

"ના રે ભાઇ, મને તરતાં જ ક્યાં આવડે છે?"

"તો અમે શીખવીશું."

"ના, ના. હું ક્યાંક ડૂબી જાઉં! જૂહુનો દરિયો તો ઘણા માણસોનો ભોગ લે છે..." અને અજિતે સુરેશની પકડમાંથી છૂટવા ખેંચતાણ કરવા માંડી.

"જુવાન થઇને ડરે છે?" મલ્લિકા હસી.

"નામ તો ખાસ્સું અ–જિ–ત રાખ્યું છે!" સુહાસે લહેકાથી કહ્યું.

"છોકરી છે છોકરી!" સુરેશે એની પકડ મજબૂત કરી.

'ખબરદાર, પ્રોટેસ્ટ!" એ ચાર છોકરીઓએ સુરેશની એ ટીકાનો વિરોધ કર્યો: "સુરેશ, તમને એમ કહીને નારીજાતિનું અપમાન કરવાનો કશો જ હક નથી!"

"અમે અજિત જેવી ડરપોક નથી..."

'એટલે એને છોકરી કહી અમારૂં અપમાન ન કર..."

"સુરેશે એ શબ્દો પાછા ખેંચી લેવા જ જોઇએ...',

વિદ્યાર્થીનીઓએ કોલાહલ કરી મૂકયો.

"પ્રોટેસ્ટ! પ્રોટેસ્ટ!..."

"અરે યાર! તું તો છોકરાઓની આબરૂ પાણીમાં બોળવા બેઠો!" સુરેશે અજિતને કહ્યું.

"આપણે નરજાતિની આબરૂ બચાવવી જ જોઇએ..."

"બરાબર,બરાબર..." ચારે તરફથી નરજાતિના પ્રતિનિધિઓએ તાળીઓ પાડી.

"પ્રોટેસ્ટ! પ્રોટેસ્ટ!!" હજુ વિદ્યાર્થીનીઓનો વિરોધ શમ્યો નહોતો.

મહાપરાણે કેટલાકોએ અજિતનાં ડગલો–ટોપી ખેંચી કાઢયાં. કેટલાકોએ એને પાછળથી ધકેલ્યો. બીજાઓએ એને આગળથી ખેંચ્યો. આખરે અજિત દરિયામાં ધસડાયો. પણ ઘૂંટણપુર પાણીમાં એ બેસી ગયો– ગળીઆ બળદની માફક. તોફાનીઓને મસ્તી ચડી: સુરેશે એની આગેવાની લીધી. એને ઊભો કરવામાં આવ્યો. થોડુંક ચાલ્યો અને જરાક જેટલો ખાડો આવતાં એનો પગ લથડયો ને એ પડી ગયો. થોડુંક પાણી એનાથી પીવાઈ ગયું!

"ના, ના. હું નહિં આવું!"

"આવવું જ પડશે."

"તને છોકરીઓ સાથે સરખાવ્યા છે..."

"એટલે તું ન આવે તો અમારું અપમાન થાય!"

બેચાર વિદ્યાર્થીનીઓ હસી હસીને કહી રહી હતી.

પછી તો એક તરફ છોકરાઓએ અને બીજી તરફ છોકરીઓએ અજિતને ખેંચવાનું શરૂ કર્યું. એને કમરપુર પાણીમાં ઘસડી ગયા.

કોઈકે એની બાજુમાંથી પાણીની છાલકો મારવાનો આરંભ કર્યો. પછી તો ચારે બાજુએથી એની ઉપર પાણીનો મારો શરૂ થયો. અજીતને ગૂંગળામણ થઈ, એ અકળાયો!

ડૂબી મરવાનો ભય એણે પોતાની બીડાયેલી આંખ સામે નાચતો જોયો અને એનામાં મરણીઆ વૃત્તિ જાગી ઉઠી. એ કુદ્યો. પાણી ઉછાળનારાં એના એકાએક કુદકાથી અટકી ગયા.

અજિત સુરેશની સામે થયો.

સુરેશે એને ધક્કો માર્યો. અજિત પાણીમાં પડી ગયો, પણ એક વિપલમાં તે ઊભો થઈ ગયો. ઉઠતાં ઉઠતાં એ બોલ્યો:

"સુરેશ, તને જોઈ લઈશ!"

"એ માટે તારે નવો જન્મ લેવો પડશે!"

આ વાણીદ્વંદ્વ સાંભળી સહુ હસી પડ્યાં.

સાગરતરંગોના સંગીત સાથે એ હાસ્ય ભળી થયું: એના પડઘાથી જૂહુનો મનોહર કિનારો ગાજી રહ્યો!

## અભય થા

અભ્યાસકાળ દરમિયાન વિશ્રાંતિની રજા પડી હતી. વિદ્યાર્થીઓનાં ટોળાં મનગમતી રીતે વિહાર કરી રહ્યાં હતાં.

અજિત પુસ્તક લઇને ઊભો હતો, એની દૃષ્ટિ પુસ્તકના પાના પર હતી, છતાં ભારતી એની બાજુમાંથી નીકળી ત્યારે, એનાથી એ તરફ જોવાઇ ગયું.

" ભારતી...ભા–ર–તી..."

અજિતને સાંભળ્યો જ ન હોય તેમ ભારતી ચાલી ગઇ–સડસડાટ અને ગુસ્સામાં.

અજિતે ચોપડી બંધ કરી બગલમાં મારી અને એ બગીચા તરફ જતી ભારતીની પાછળ દોડ્યો ! એની પાછળ અનેક વિદ્યાર્થીઓની દૃષ્ટિ પણ દોડી !

" વે—દિ—યો ! "

" આજે તો કંઇક ચેતન આવ્યું લાગે છે ! "

" ભારતીએ એનામાં શું જોયું છે ? "

" કઇ રૂપાળી યુવતિને ખુશામત કરતો પુરૂષ ગમતો નથી ?"

વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનાં એક મિશ્રમંડળમાં એવી ટીકા પણ થઈ !

" ભારતી, ભારતી...! "

અજિત પોતાની પાછળ આવે છે એ ભારતી જાણતી જ હતી. અજિત છેક પાસે આવી પહોંચ્યો. ભારતી ઊભી રહી.

" ભારતી...રિસાઈ છે ?" શ્વાસ જરા ધીમો પડતાં અજિતે પૂછ્યું.

" નિર્માલ્યો સાથે વળી રિસાવાનું શું ? "

" પ—ણ...પ—પ—ણ...! "

" નિર્માલ્યો સાથે બોલવું એ પણ પાપ છે. જૂહુ ઉપર તેં માત્ર તારી જ બદનામી કરી નથી, મારી પણ બદનામી કરી છે..."

" એમાં મારો શો વાંક...? "

" હું તારી સાથે વધારે વાત કરવા ઇચ્છતી નથી અને અજિત ! હું તનેય કહી દઉં છું કે, ફરીથી મને આમ બોલાવી છે, તો તારું અપમાન થશે."

ભારતીએ ચાલવા માંડયું !

દિગ્મૂઢ અજિત એની પાછળ જોઈ જ રહ્યો.

સાંજે કૉલેજ છૂટી તે વખતે અજિત અગાઉથી જ ભારતીની રાહ જોતો, કૉલેજની પાસેના રસ્તા પર ઊભો રહ્યો હતો. હમેશાં ભારતી એ જ રસ્તેથી પસાર થતી હતી.

એણે ભારતીને જોઈ તે પહેલાં જ એની સામે ગયો. એને જોતાં જ ભારતીની આંખોમાંથી તણખા ખર્યા.

"ભારતી..." અજિત બોલતો નહોતો, કરગરતો હતો !

ભારતી મૌન રહી.

" ભારતી, હું પ્રતિજ્ઞા લઉં છું..."

ભારતી દયા દર્શાવતી મહારાણીની અદાથી એની સામે ઊભી રહી.

" શાની ?...મારી સાથે અબોલાની ? "

"અબોલા તો તેં લીધા છે!"

"ત્યારે?"

"મર્દ બનવાની."

ભારતીથી હસી જવાયું.

"નિર્માલ્યો પ્રતિજ્ઞાઓ લેવાથી મર્દ બનતા નથી. સમજ્યો, અજિત?"

"એ જ બાબતમાં મારે તારી સાથે વાત કરવી છે. આપણે ગાર્ડનમાં કે રેસ્ટોરાંમાં..."

"ના, ના, મને ફુરસદ નથી. એક વખત મર્દ થા..."

"મારી મોટરમાં..."

"નિર્માલ્યો સાથે હું મોટરમાં બેસવામાં પણ પાપ સમજું છું."

"ભારતી, આટલી કઠોર..."

"કેમકે તું પુરુષ છેઃ યુવાન છે, છતાં કઠોર બનવું ઘટે ત્યાંયે માટીના લોચા જેવો બની રહે છે. એટલે મારે કઠોર બનવું પડે છે!"

"પણ મારી વાત તો સાંભળ..."

"નિર્માલ્યતા ખંખેરી નાખીને આવ, પછી. અજિત! જૂહુના સાગરકિનારે તેં સહુની હાજરીમાં સુરેશને પડકાર આપ્યો છે ને? એને પૂર્ણ કર. એક વખત એને મહાત કર..."

"...પછી?"

"પછી હું તને અભિનંદન આપવા, તારી સાથે વાતો કરવા, તારી મોટરમાં બેસવા તને શોધતી આવીશ. અજિત! તારા પિતા શ્રીકૃષ્ણના ભક્ત છે ને? એ શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને જે ઉપદેશ આપ્યો છે તે વાંચ, સમજ, જીવનમાં ઉતાર, અભય થાઃ કાયર મટી મર્દ થા! ત્યાં સુધી તારી સાથે કટ્ટા!"

અને વીજળીના ચમકારાની માફક તે ચાલી ગઈ.

એને જોતો અજિત ઊભો જ રહ્યો.

એ મૉટરમાં બેઠો, ત્યારે પણ એનાં મનઃચક્ષુ સમક્ષ જીવંત શક્તિની મૂર્તિ સમી ભારતી દેખાતી હતી. "કાયર મટી મર્દ થા... અભય બન...તારી સાથે છું!" એના કાનમાં એ જ શબ્દો ગુંજી રહ્યા હતા.

એ મૉટરમાં બેઠો અને બાજુમાં કોઈના ખડખડાટ હસવાનો અવાજ સંભળાયો. અજિતને લાગ્યું, આખું જગત એની મશ્કરી કરે છે! એણે બહાર ડોકીઉં કર્યું. બાજુમાં જ સુરેશ હસતો ઊભો હતો. તરત એણે ડોકું અંદર ખેંચી લીધું. છતાં સુરેશના શબ્દો એના કાને અથડાયાઃ "ચાલી ગઈ ને!"

ડ્રાઈવરને એણે કહ્યું: "પ્રિન્સેસ સ્ટ્રીટ"

અજિતે ઘેર જતા પહેલાં જ, પ્રિન્સેસ સ્ટ્રીટમાંથી ગીતા અને વ્યાયામને લગતાં અંગ્રેજી પુસ્તકો, માસિકો વગેરે ખરીદ્યું હતું, તે સાહિત્ય જમ્યા પછી પોતાના અભ્યાસ-ગૃહમાં જઈ ઉથલાવવા માંડ્યું.

એની આંખ આગળ આખો વખત ઉપાલંભ આપતી ભારતી એને જણાતી હતી. તે એને કહ્યાં કરતી હતી: "અભય બન...કાયર મટી મર્દ થા...ત્યાં સુધી તારી સાથે કટ્ટા !"

વચ્ચે વચ્ચે એને મશ્કરી કરતો સુરેશ દેખાતો, "ચાલી ગઈને !" એનો કર્કશ અવાજ પણ અજિતના કાને અથડાતો.

"જરૂર, જરૂર. સુરેશને મહાત કરીશ જ." અજિત મન સાથે એવો નિર્ણય કરતો અને ગીતાનાં પાનાં ફેરવતો જતો.

"બીજો અધ્યાય વાંચી ગયો. અને એણે ફરીથી મન સાથે નિશ્ચય કર્યો: 'હું હૃદયની તુચ્છ દુર્બળતાનો ત્યાગ કરીશ...કાયર નહિ રહું..."

અભ્યાસખંડમાં ટહેલતાં ટહેલતાં પણ એના મનમાં એ જ રટણ ચાલી રહ્યું હતું: " હું કાયર નહિ રહું; હૈયાનું દુબળાપણું છોડી દઇશ; સુરેશને બરાબર બતાવી આપીશ."

'ફીઝીકલકલ્ચર 'નાં પાનાં ઉથલાવતાં ઉથલાવતાં એણે વ્યાયામના કેટલાક પ્રયોગો કરવાનો નિર્ણય પણ કરી નાખ્યો.

" ચિદ્વિલાસથી જેઓ ચિદાનંદમાં રહેતા નથી, તેઓ ચિદ્ઘન કે ચિદ્રૂપ બને તો પણ શુષ્ક બની રહે છે..."

" નિર્માલ્યો સાથે બોલવું એ પણ પાપ છે..."

ભારતીના શબ્દોનો રણકો વધુ અને વધુ તીવ્ર બની એના હૈયામાં ભોંકાતો હતો.

" મારી નિર્માલ્યતાને હું આમ ખંખેરી નાખીશ!" એણે ચપટી વગાડી.

અરિસા પાસે જઇ, એણે પોતાનું પ્રતિબિંબ જોયું. અંગ્રેજી માસિકમાં કસાયલા વ્યાયામવિશારદોની છપાયલી છબીઓ સાથે એ પ્રતિબિંબની એણે સરખામણી કરી.

" ક્યાં આ સુદૃઢ શરીર અને ક્યાં હું ? "

છબીમાંની વ્યક્તિ જે ઢબે ઊભી હતી, તે ઢબે એ ઊભો રહ્યો. પરંતુ છબીમાંની વ્યક્તિની પોલાદી ભુજાઓ અને એની અંદરની વજ્ર જેવી માંસપેશિઓ પાસે એને પોતાના હાથ દોરડી જેવા લાગ્યા.

" સુરેશને નમાવવો હોય તો શરીરને આવું ખીલવવું જોઇએ... ભારતીનું કથન સર્વથા સત્ય છે: હું નિર્માલ્ય છું. પણ હવે નિર્માલ્ય નહિ રહું ! " એણે શરીર નિરીક્ષણ અને આત્મપરીક્ષણ સાથે આત્મનિર્ણય કરી નાખ્યો.

ઘરમાં બધાં ઊંઘી ગયાં ત્યાં સુધી અજિત આ પ્રકારે આત્મશ્રદ્ધા એકઠી કરવા મથી રહ્યો હતો.

માતા-પિતાનો એકનો એક લાડીલો પુત્ર હોવાથી, તેઓ સાચવીને છૂપાવી રાખવા જેવી મૂલ્યવાન વસ્તુની માફક અજિતને

સાચવતાં ! રખેને એને કંઇ વાગી જાય અને હાથ પગ ભાગી બેસે, એ ડરથી એમણે એને કોઇ પણ જાતની મર્દાની રમતને છાંયડે સુદ્ધાં જવા દીધો ન હોતો. એમના દેખતાં કસરત પણ કરી શકાતી નહિ. એથી અજિતે છૂપી રીતે વ્યાયામનો અખતરો અજમાવવાનો નિશ્ચય કર્યો.

અને સોપો પડયો એટલે વીજળીની બત્તી બંધ કરી, ગ્યાસતેલનો દીવો પ્રકટાવી, એના ઝાંખા પ્રકાશમાં, છબી પ્રમાણે કસરત કરવાની તૈયારી કરી.

મધ્યરાત્રિ વીતી ગઇ હતી: આસપાસનું વાતાવરણ શાંત હતું: એના પિતાના શયનખંડમાંથી નીકળતો નસકોરાંની ધમણનો અવાજ પ્રકૃતિના મૌન સામે પથરા ફેંકતો હતો!

અજિતે ધોતીઆનો કચ્છ માર્યો: જીવનમાં પહેલી જ વખત. અરિસામાં એણે પોતાને જોયો અને મુગ્ધ બની ગયો.

"લાગે છે તો સ–ર–સ !"

બે ત્રણ વખત ઉઠબેસ કરી: ફરી એણે અરિસામાંના અજિત તરફ જોયું: "દોસ્ત, અત્યારે તો તારામાં કંઇ માલ નથી, પણ ફિકર નહિ, અભ્યાસથી તું પણ આ વ્યાયામવિશારદો જેવો જ બનીશ." એણે માસિકમાંની છબીઓ નિહાળવા માંડી. જોતાં જોતાં એ ગણગણતો હતો:

"ચાર, ચાર, ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય...!"

અને એણે કસરતનો આરંભ કર્યો. દંડથી શરૂઆત કરી અને જયારે હાથના દંડ પર શરીરનું વજન આવતાં હાથ ધ્રૂજવા માંડયા ત્યારે એનાથી બોલી દેવાયું; "સાળું, આ પણ આકરું કામ છે!"

જેમતેમ કરીને બે દંડ ખેંચ્યા, ત્રીજા વખતે એના હાથ વળી ગયા; પેટ જમીનને સ્પર્શ કરી રહ્યું...એ સ્થિતિમાં એ બેત્રણ મિનિટ જમીન પર પડી રહ્યો!

ઊભો થયો ત્યારે પગ ધ્રૂજતા હતા છતાં હિંમતથી એણે બેઠકો શરૂ કરી. એક...બે...ત્રણ..." કંઈ વાંધો નથી. ચાલી શકશે..." છ...સાત અને મહાપરાણે આઠ !

અજિત હાંફવા લાગ્યો. "ભાર શા છે?" એણે મનોનિગ્રહ કેળવવા માંડ્યો. નવ...દસ...એ બેઠો તો ખરો પણ એટલા જ વેગથી; શરીરને કલામય વાંક આપીને એનાથી ઊભું થઇ શકાયું નહિ!

ભુજદંડના સ્નાયુને દૃઢ બનાવવાના પ્રયોગો, ચિત્રોમાં બતાવ્યા પ્રમાણે શરૂ કર્યા. એની સામે પણ વધુ વખત ટકી ન શકાયું. એના શરીરે પરસેવાના રેલા વહેતા હતા; હૈયે હાંફ ચડી હતી; હાથ ને પગ દુ:ખવા લાગ્યા હતા !

એ બેસવા ગયો પણ અડવડીઉં આવ્યું અને એનાથી પડી જવાયું ! પડતાં પડતાં ટેબલને પગનો ધક્કો લાગ્યો; ટેબલ જોરથી ઉછળ્યું; ઉપર મૂકેલું ફાનસ જમીન પર પડી ગયું અને પછડાવાથી એની ચીમની ફૂટી ગઇ !

અજિતના પડવાનો અવાજ અને ફાનસ ફૂટવાનો ખડખડાટ સાંભળીને બાજુના ખંડમાં સૂતેલી એની માતા કમળા જાગી ગઈ. અને ગભરાઈ.

અજિતનો પિતા જયંતિલાલ ઘસઘસાટ ઊંઘતો હતો. એનાં નાકમાંથી આરોહ–અવરોહના વિવિધ તાલથી એવા તો અવાજ નીકળતા હતા કે કમળાને એ સાંભળીને વિશેષ ડર લાગ્યો.

"જરૂર ઘરમાં ચોર પેઠા છે અને ચોરી કરીને નાસી જવાની તજવીજ કરી રહ્યા છે!"

જાગેલી કમળાને એ વિચાર થયો, પરંતુ જયંતિલાલને જગાડવાની હિંમત એનાથી કરી શકાઇ નહિ !

એક તરફથી બીક અને બીજી તરફથી ચોરી થવાનો ડર: કમળા બે બાજુના સંકટમાં ફસાઇ !

"વખત છે ને 'એ' જાગી ઉઠશે." એવી આશામાં એણે થોડીક વધુ ક્ષણો સુધી રાહ જોઇ. પણ એના 'એ'ની ધમણો અટકવાને બદલે બેવડા બળથી ચાલવા લાગી !

માલમિલ્કત તરફની માનવીની મમતા એવી હોય છે, કે ઘણી વખત એની ખાતર તે પ્રાણને જોખમના પલ્લામાં મૂકવા તૈયાર થાય છે. કમળામાં પણ ધીરેધીરે મિલ્કત બચાવવા મરણિયા વૃત્તિ પ્રકટી. આંખો મીચી, હિંમતથી એ જયંતિલાલની પાસે ગઇ અને જબરા આંચકાથી એને ઢંઢોળી નાખ્યો !

"શું છે ? કોણ છે ?" એ સફાળો બેઠો થઇ ગયો. એનો અવાજ રાડ ફાટી ગઇ હોય તેવો નીકળ્યો.

"ધીમે બોલો..."

"પણ છે શું...?" જયંતિલાલે આંખો ચોળતાં ચોળતાં પૂછ્યું.

"ઘરમાં ચોર ભરાયા હોય એમ..."

"હેં–એ–એ...! ચોર ! ચોર !!" કમળા વાક્ય પૂરું કરે તે પહેલાં જયંતિલાલના ગળામાંથી રાડ ફાટી ગઈ, અને ચોરના નામની જોરશોરથી એણે બૂમાબૂમ કરી મૂકી !

એ બૂમો પાડતો જતો હતો, તેમ તેમ પથારીમાંથી ઊભા થવાને બદલે અંદર વધુ અને વધુ લપાતો જતો હતો !

શાંત રાત્રિમાં જયંતિની બૂમોએ વાતાવરણમાં ખૂબ જ ખળભળાટ મચાવી દીધો. આસપાસનાં માણસો જાગી ગયાં અને એના બારણા આગળ આવીને કેટલાક તો બૂમો પાડવા લાગ્યા:

"ઉઘાડો ! ઉઘાડો !! જલદી કરો !!!"

પરંતુ જયંતિલાલની હિંમત ચાલતી નહોતી !

"રામો ક્યાં મરી ગયો છે ?" એ અંદર રહે રહે કમળાને પૂછી રહ્યો હતો.

" કોણ જાણે; અત્યારે એની મને શી ખબર ? "

" ત્યારે જરા તું ઉઘાડી નાખને બારણાં..."

" હું ? મને બીક લાગે છે. તમારા જેવા મર્દ માનવી થઇને..."

" તારે મારૂં ખૂન કરાવવું છે ?...પેલો કાંકો ખંજર કે ચપ્પુ લઇને આવ્યો હશે ! મને એ હુલાવી દે અને હું મરી જાઉં એનો મને તો કંઇ ડર નથી, પણ પછી તારૂં શું થશે !..."

" અરે, કેમ કોઇ સાંભળતાં નથી ? "

બહારથી બૂમો વધવા લાગી.

" પણ વખત છે ને ચોર અંદર ઘુસી આવે..."

જયંતિલાલે મન પર જરાતરા કાબૂ મૂકીને બોલવાની હિંમત કરી !

" એમ ડરો છો શાના ? બહાર અમે આટલા બધા તો છીએ ! "

છતાં જયંતિલાલનું જિગર ચાલ્યું નહિ. એટલે કમળાએ ડરતાં-ગભરાતાં બારણા પાસે જઇ સાંકળ ઉઘાડી દીધી !

" ક્યાં છે ચોર ! ચોર ક્યાં છે ? "

બહારથી અંદર આવેલા પાડોશીઓએ પડપૂછ કરવા માંડી.

" ચોરને મેં જોયો નથી ! " જયંતિલાલે બગાસાં ખાતાં ખાતાં કહ્યું.

અને પછી કમળા તરફ જોઇને એણે પૂછ્યું : " તેં જોયો'તો ને ? "

" મેં ? ના, મેં જોયો નહોતો. પણ ખળભળાટ સાંભળ્યો હતો ! "

" કઇ તરફ ? " ટોળામાંથી કેટલાએ સામટા અવાજો સંભળાયા.

" મારો અજિત સુતો છે એ ઓરડામાંથી..."

" ચાલો ચાલો..."

આખા ટોળાને જોઇને હવે જયંતિલાલને કંઈક શૂરાતન ચડયું હતું. એટલે એમણે બાજુ પર ઊભાં ઊભાં જ કહ્યું: "હા, હા, ચાલો !"

બહાર થઈ રહેલા આ બધા કોલાહલથી અજિત ગભરાઇ ગયે હતો. એનામાં દીવો પ્રકટાવવા સારૂ વીજળીનું બટન દાબવા જેટલાએ હોશ રહ્યા નહોતા !

પણ બહારથી એનાં બારણાં લોકો ખખડાવી રહ્યા હતા. એના પિતા 'અજિત ! ભાઇ અજિ...ત...!' એવી રાડો નાખી રહ્યા હતા. કમળા વચ્ચે વચ્ચે "હાય હાય, મારો અજિત કેમ સળવળતોયે નથી ? એને શું થયું...!" એવી ચીસો પાડી રહી હતી. એટલે બારણું ઉઘાડયા સિવાય છૂટકો નહોતો. પરંતુ એની હિંમત ચાલી નહિ !

જેમ જેમ ખખડાવવા છતાં બારણાંને ઉઘડવાને વખત લાગતો હતો, તેમ તેમ બહારના માણસો અકળાતા હતા. કમળાને વળી વખત કે ને ચોરોએ પોતાના એકના એક દીકરાને ઇજા પહોંચાડી હોય, એવો ડર લાગતો હતો. જયંતિલાલને કશું થતું નહોતું, અથવા થતું તો સમજાતું નહોતું.

આ સ્થિતિમાં ટોળું જીદે ચડયું અને છેવટે જોર કરીને બારણાને તોડી નાખ્યું ! બારણા પર જ્યારે પ્રહારો થતા હતા ત્યારે અજિત વિશેષ ગભરાતો હતો.

બારણું ઉઘડયું અને કચ્છ મારીને વચ્ચે જ ઊભેલો અજિત હાંફતો દેખાયો !

કોઇકે ચાંપ દાબી અને દીવાના પ્રકાશમાં અજિતને જોતાં જ "ભૈ મારા, બાપલા..." કરતી કમળા એને વળગી પડી.

"કેટલા ચોર હતા ?"

"ખૂબ ઝપાઝપી થઇ ?"

"તને વગાડયું તો નથી ને ?"

" ચોર નાસી ગયા કે તેં નસાડ્યા..."

કમળા અને જયંતિલાલે ઉપરાઉપરી પ્રશ્નોના ભડીમારથી એને બોલવાની તક જ આપી નહિ.

આ પ્રશ્નપરંપરાથી અકળાયેલા અજિતને જરાક તક મળતાં જ એણે આશ્ચર્યથી પૂછ્યું: " ચોર ?...શાના ચોર, ક્યાં છે ? "

" અહીં નથી ? "

" ના..."

" ત્યારે તેં આમ કચ્છ શાને માર્યો છે ?..."

"...તું આટલો બધો હાંફે છે...! "

" એ તો હું જરા કસરત કરતો હતો ! "

અજિતના એ શબ્દો સાંભળતાં જ ચોરને પકડવા જયંતિલાલની વહાર કરી, પડોશધર્મ બજાવવા આવનારાઓ ખડખડાટ હસી ઉઠ્યા !

" ત્યારે કોઈકના પડવાનો અવાજ..."

" એ તો હું જ, કસરત કરતાં કરતાં પડી ગયો હતો..."

મા-દીકરાના આ પ્રશ્નોત્તરથી આવનારાઓના હાસ્યમાં ભરતી ચડી !

" પણ કશુંક ફૂટવા-તૂટવાનો અવાજ તો મેં કાનોકાન સાંભળ્યો હતો ! " કમળાએ ફરીથી પૂછ્યું.

" એ તો હું પડ્યો તે વખતે મારા જ પગની ઠોકર વાગવાથી ટેબલ પરનું ફાનસ પડીને ફૂટી ગયું."

" અરે ભલા માણસ, તમે તો સહુને નાહકનાં ગભરાવી માર્યાં ને ! " બે ચાર જણ બોલી ઉઠ્યા.

જતાં જતાં કોઈકે કહ્યું; " બાપ, બેટો ને મા બધાંય સરખા જ અક્કલવાળાં લાગે છે ! "

" ને બીકણ ? "

" બધુંએ ભેગું ! "

## ઉપાલંભ

રાત્રે થયેલા ઉજાગરાને લીધે અજિત સવારના શીતળ વાતાવરણમાં માડીના હૈયા સમા નિદ્રાના હુંફાળા અને વત્સલ ખોળામાં લપાઇને ઊંઘી ગયો હતો.

પરીક્ષાઓની રાતોના મીઠી વેદના ભર્યા ઉજાગરા થાય ત્યારે પણ એ કોઇ કોઇ વખતે પ્રાતઃકાળે ઊંઘી જતો. તે વખતે મમતાળુ માતા દીકરાની પાસે આવી એને વહાલથી જગાડી જતી.

એ રીતે આજે પણ મોડું થવાથી કમળા એને જગાડવા આવી. પરંતુ પુત્રના શરીરે હાથ મૂકતાં જ એ ચમકી ગઇ !

"ભાઇ, દીકરા !...અરે, તમે અહીં આવો તો ખરા ! અજિતનું શરીર ધીખી જાય છે!...તમને તો ઘર તરફની જરાયે કાળજી નથી..."

"પણ છે...એ...શું ?"

જયંતિલાલ એમ કહેતા દોડતા આવ્યા.

"છે શું ?...આ જુઓને !...તમારે તો તમે ભલા ને તમારો વેપાર ભલો. !...હાય હાય ! મારો એકનો એક છોકરો...!"

કમળા આંસુ લૂછવા લાગી ! એ અધીરી માતા હતી. દીકરાને જરાક કંઈ થયું કે એ વલોપાત કરતી !

જયંતિલાલે અજિતને કપાળે હાથ મૂક્યો; કપાળ ધીખતું હતું. એમણે એના આખા શરીરને હાથ પસવારવા માંડયો.

અજિત માતાની રાડારાડ સાંભળીને જાગી ગયો હતો. એણે સૂતાં સૂતાં જ આંખ ઉઘાડી.

"ભાઇ !...બેટા...!"

"બા !..."

"તને શું થયું છે ભાઇ ?" પિતાએ પૂછયું.

"જોતા નથી તે પૂછો છો ?" પત્નીએ પુત્રની માંદગીનો રોષ પતિ પર ઠાલવ્યો. "તાવથી શરીર આટલું તો ધીકી જાય છે...!"

"અ–જિ–ત..."

"બાપુજી ! મને કંઇ થયું નથી." એ પથારીમાં બેઠો થયો.

"સૂઇ રહે ભાઇ !" માતાએ એને સૂવાડવાનો પ્રયાસ કર્યો.

"પણ મને ખાસ કંઇ થયું નથી..."

"અરે શરીર આટલું તો..."

"બા, મારું સાંભળો તો ખરાં."

"શું સાંભળું, મારું કપ્પાળ !" અને કમળાએ કપાળ પર હાથનો પંજો પછાડયો.

એણે પતિ સામે જોઇને કહ્યું: "હાય ! હાય ! આ કહે છે તે તો સાંભળો !"

"પણ મને..."

"તું બોલીશ નહિ."

અજિત શું કહેવા માગે છે એટલું સાંભળવાની પણ કમળામાં ધીરજ નહોતી.

"ડાક્તરને બોલાવીશું ?" જયંતિલાલે ઢીલાઢીલા થઇ જતાં પત્ની તરફ પ્રશ્નાર્થ ભાવે જોયું.

"ડાક્તરને શું કરવા છે ! જોતા નથી...! આને નજર લાગી છે ? તમે બેસો. હું..."

"પણ બા, તમે જરા મારું કહેવું તો..."

"મારે નથી સાંભળવું. તું તો હમેશાં એવો ને એવો...તમે બેસો જોઉં...!" કમળાએ પુત્ર અને પતીને એકસરખી આજ્ઞાઓ આપી.

"હું જરા રાઇ-મરચાં લાવું અને પછી નજર બાંધું ! કોઇક મુઆની એવી તો આકરી નજર લાગી છે !...કેમ ના લાગે ? ભાઇ, ઉઘાડે શરીરે, કચ્છ મારીને બારયા અભિમન્યુ જેવા લાગતા હતા..."

એટલું બોલતાં તો કમળાએ છૂબ કચરી...માની પણ મીઠી દૃષ્ટિ બેસી જાય છે એ લોકવાયકાનું એને સ્મરણ થયું. અને એણે પોતાના સાલ્લાનો છેડો અજિતને માથે ઓઢાડી ઉપર હાથ ફેરવી બાજુમાં થૂંકી નાખ્યું.

"મને કંઇ થયું નથી." અજિતે અકળાઇને બોલવાનો દૃઢ નિશ્ચય કર્યો. "એ તો પહેલી વખત કસરત કરીને, તેથી શરીર કળે છે...!"

"પણ તારે કસરતનું શું કામ હતું ?" પિતાએ ઠપકો આપતાં કહ્યું.

"તમે એની વાતો શું સાંભળતા હશો ?..." કહેતી કમળા રસોડા તરફ દોડી ગઈ.

"પણ મારું શરીર તો જુઓ !" કમળાના ગયા પછી અજિતે પિતા સાથે દલીલ કરવા માંડી. "મારે માયકાંગલા રહેવું નથી."

" ભાઇ, તને ખબર નથી. કસરત કરવી તે આપણું કામ નહિ. એ તો મલ્લોનું કામ..."

" એટલે કોઇક વખત જાતનું રક્ષણ કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, ત્યારે શું આપણે મલ્લને બોલાવવો...!"

" એકને બદલે બે ભૈયા કે ગુરખા રાખવા ! પણ આમાંથી તો ક્યાંક હાથ પગ ભાગી બેસાય..."

" જુઓ, વળી પાછા એને વાતે વળગાડ્યોને..." ક્રમગાએ આવતાં ને વાર પતિને તતડાવવા માંડ્યો. " કહું છું એને શાંતિથી સુઇ રહેવા દો, પણ મારું તો કોઇ માને જ નહિને !"

માતાને રાઇ-મરચાંની તૈયારી કરતી જોઇ, અજિતે વિરોધ ઉઠાવ્યો-જીવનમાં કદાચ પહેલીજવાર !

" બા, તમે આ શું કરો છો ?...હવે હું કંઇ આવડો નાનો કીકો નથી..."

" તું ગમે તેવડો ભાયડો થાય, છતાં મારે મન તો કાલ અત્યારનો કીકો જ રહેવાનો...!"

" છતાં, હવે હું કોલેજમાં જાઉં છું. વિજ્ઞાનની મને થોડી ઘણી ખબર છે. હું આવાં ભૂત પ્રેત ને નજરોનાં..."

" તમે એને વારશો જરા ! આમાંથી તો ક્યાંક દેવનું અપમાન થઇ જાય..."

" તમે તમારે કરતાં હો તે કરોને !' જયંતિલાલે ગંભીર શાંતિથી કહ્યું.

" ના, પણ મને એ પસંદ..."

" ભાઈ, તારી બા જે કરતી હશે તે બધું સમજણભર્યું જ હશે!"

" પણ મને એ..."

" તારી પસંદગીનો અહીં પ્રશ્ન નથી. આ તો જીવન-મરણનો ગંભીર પ્રશ્ન છે." જયંતિલાલ ગંભીર બની ગયા.

કમળાએ તવીમાંના સળગતા કોલસા પર રાઇમરચાં ભભરાવી, મનમાં કશીક પ્રાર્થના કરતાં કરતાં, અજિતના શરીર પર તે ફેરવવા માંડયું. મરચાંના ધૂમાડાથી આખા ખંડનું વાતાવરણ તીવ્ર અને ગૂંગળાવનારૂં બની ગયું.

અજિતની આંખોમાંથી મરચાના ધૂમાડાને લીધે આંસુ ટપકવા લાગ્યાં. એને ઉપરાઉપરી બેચાર છીંકો આવી ગઇ...

"ઘણી ખમ્મા!...તને રામનાં રખવાળાં...જોયુંને! કેવી આકરી દૃષ્ટિ બેઠી છે..."

"બા, તમે તો એવાં ને એવાંજ રહ્યાં..."

"તું એમાં ન સમજે અજિત. તારી બાને જે યોગ્ય લાગતું હશે તે જ કરતી હશે." જયંતિલાલે એને આગળ બોલતો અટકાવ્યો.

"ત્યા...રે...?" પોતાના મતને અનુમોદન મળતું જોઇ કમળા મલકાઇ અને નજર બાંધવાની થાળી, ઝાણ વગેરેની એ બેવડી હોંશથી તૈયારી કરવા લાગી.

કંટાળીને અજિત નજર બાંધવાની થતી ક્રિયા વખતે બોલ્યો નહિ; જડની માફક પડી રહ્યો.

"જો હવે તારે એ કસરત-બસરતના લફરામાં પડવાનું નથી, સમજ્યો?" પિતાએ સૂચના આપી.

"શું કહ્યું?" કમળા કસરતનું નામ સાંભળી ચમકી!

"ભાઇ, કસરત કરે છે..."

'હાય્ હાય્! મા! ક્યાંક હાથ-પગ ભાગી બેસીશ ભાઇ, અમે તો..."

"એમાં હાથ પગ શાના ભાગે? દુનિયામાં આટલા બધા માણસો..."

"...એમને તારી માફક તાવ નથી આવતો."

"પરંતુ એ તો પહેલી વખત જરા શ્રમ પડે..."

" પણ મેં કહ્યુંને. આપણે એ ધંધા કરવા નથી. ભાઇ, અજિત! કસરતનો એ છંદ જ ભૂરો ! એમાંથી કુસ્તી ને ક્રિકેટ..."

" ના, પણ મારે તને એ કરવા દેવું જ નથી ને ! પેલી વિમળાનો વીરેન્દ્ર કસરત કરવામાં તો પગ ખોઇ બેઠો..."

" અને કસ્તુર કાકાનો કુમુદ ? કુસ્તી કરવા ગયો ને ખભાનું હાડકું ભાગીને ઘેર આવ્યો..."

" ડોકામરડી વાળા પેલા નાનુભાઇના નરેશને બેટ બોલ રમવા જતાં કપાળમાં કેવું વાગ્યું હતું, એ ખબર છે ? "

કમળા ને જયંતિલાલ કોણ જાણે આવાં તો કેટલાંએ દષ્ટાંતો આપત, પરંતુ અજિતે બેઠા થઇને કહ્યું: " મારે હવે છોકરી જેવા રહેવું નથી. હું કસરત કરવાનો જ. જૂહુના દરિયામાં મારાથી તો નાની નાની છોકરીઓ તરે છે અને દરિયા કિનારે હવે તો નાનાં નાનાં છોકરાં પણ ઘોડા દોડાવે છે..."

" અને એ દરિયામાં ડૂબે છે કેટલા...? "

" તેમ ઘોડે ચડનારાઓ ટાંટીઆ પણ કેવા ભાગે છે? નહિ પેલો સિનેમાવાળો ઘોડે બેસવા ગયેલો...શું નામ એનું...એનો પગ ભાગ્યો ને એ લૂલો થયો...છાપામાં આવ્યું'તું ને ?..."

" આટઆટલા છોકરાઓને તો એમનાં માબાપ કઇ અટકાવતાં નથી..."

" પણ તારે શી ખોટ છે ? "

" એકલા પૈસાને શું કરવા..."

" પૈસા વિના તો કંઇક ભિખારી રવડે છે, એ જોતો નથી ? "

" અને હુલ્લડ વખતે એ લોકો જ પૈસાદારોને છરીઓ મારે છે; એમનાં ઘર સળગાવે છે..."

" અજિત, તારા બાપુની સામે બોલે છે ? "

" ના, દાદાજીની આજ્ઞાનું પાલન કરું છું. બા ! તમે ને બાપુજી જ કહો છો કે દાદાજી આટલી ઉમ્મરે કાશીમાં બેઠાં બેઠાં પણ કુસ્તી ખેલે છે અને અખાડા ચલાવે છે. "

" દાદાજીનો વાસ્તો ફેર છે. એમનાં તો જૂનાં હાડકાં ! દેશમાંથી એ તો પગે ચાલીને મુંબઈ આવેલા. તમારાથી એમનું અનુકરણ ન થાય ! " જયંતિલાલે દીકરાને દબાવ્યો.

" તમે જ કહેતા હતા કે કાશીનિવાસ માટે જતાં જતાં દાદાજીએ કહ્યું હતું કેઃ ' હું તો જાઉં છું પણ મારા અજિતને જવાંમર્દ બનાવજો ! જે દિવસે હું સાંભળીશ કે મારો અજિત કોઈનો માર ખાઈને ઘરમાં આવ્યો છે, તે દિવસે હું તમને બધાંને નાહી નાખીશ. પછી ? "

અજિતના એ શબ્દોની જયંતિલાલના દિલ પર પહેલાં તો કંઈક અસર થઈ. કેમકે ડોસા કાશીએ જતા છતા લાખ રૂપીઆની રકમ પોતાના કાબૂ નીચે રાખતા ગયા હતા. અને એમણે ખાનગીમાં એવું કહ્યું હતું કેઃ ' તારો છોકરો પહેલવાન જેવો નૌજવાન અને જવાંમર્દ થશે તો એ રકમ એને ભેટ આપીશ; નહિ તો દેશમાં વ્યાયામશાળાઓ કાઢવા હું એનું ટ્રસ્ટ કરી જઈશ. '

એ લાખ રૂપિયા અત્યારે જયંતિલાલની નજર સામે તરવા લાગ્યા. બે ચાર ક્ષણો એ વિચારમાં પડી ગયો. પણ છેવટે સ્વસ્થ થઈને એણે હસી નાખ્યું.

" એ તો ઘરડા માણસ..."

વડીલની આજ્ઞા માનવાનું પોતાના પુત્રને હમેશાં આગ્રહભર્યું શિક્ષણ આપનાર આ પિતાને પોતાના વડીલ વિષે આ રીતે બોલતો સાંભળી, અજિત સાશ્ચર્ય તેમની સામે જોઈ જ રહ્યો !

# ગોપાળ દાદા

અજિત દાદાજીની સામે જોતો બેઠો હતો. વૃદ્ધ ઉમ્મરે પણ જુવાન જેવા લાગતા ગોપાળ દાદાને કોની સાથે સરખાવી શકાય: સ્વામી દયાનંદ સરસ્વતી સાથે કે પવનતનય હનુમાનજી સાથે? એ નિર્ણય પર એનાથી આવી શકાતું નહોતું...

એ વખતે ઘરના ઘરડા નોકર દૂધ આપવા આવ્યો.

"ગનુ! તેં દાદાજીને જોયા છે?" અજિતે એને પૂછ્યું.

"કેમ નહિ? હું કંઇ આજકાલનો નોકર નથી. તમારા પિતાજીને પણ મેં તો રમાડેલા છે!"

"દાદાજી અહીં પણ કસરત કરતા કે?"

"કેમ નહિ? જરૂર કરતા. દાદાજી તો જમીન પર સૂઇ જાય: લાંબા થાય: ચત્તા થાય: ઊભા થાય: બેસી જાય: માથું નીચે ને પગ અદ્ધર રાખે: નાક દાબીને પેટ ભૂખ્યું કરી દે: એવું એવું કંઈ કંઈ કરે! અરે, ભાઈ! એમણે તો

એક વખત બે ચોરને એકી સાથે પકડીને, નારિયેળની માફક એમનાં માથાં સામસામાં અફાળેલાં! એમની તે શું વાત થાય?"

"એવા દાદાજી છે?"

"કેમ નહિ? એ તો એવા છે કે..."

"વારુ, જા. ગનુ તારે કામ હશે."

ગનુ ગયો. દાદાજી કેવા હતા એની કલ્પના પોતાને કરવી હતી. અત્યારે એની અને દાદાજીની વચ્ચે કોઈ ત્રીજી વ્યક્તિ ઊભી હોય તે એનાથી સહન થાય તેમ નહોતું. એટલે જ એણે ગનુને જવાનું કહ્યું.

અજિત ધ્યાનપૂર્વક ગોપાળ દાદાની છબી તરફ જોઈ રહ્યો હતો:

આ દાદાજી મને રમાડતા હતા: ત્યારે તો હું બાળક હતો: એમના વિશાળ બાહુ અને કમળનાં પત્ર જેવા મોટા પહોળા પંજાઓમાં હું નાનકડા રમકડા જેવો લાગતો હોઈશ, નહિ?–દાદાજી પગે ચાલીને મુંબઈ આવેલા: પરદેશીઓનાં પરાક્રમોથી મુગ્ધ બનનારાઓના દાદાઓ કેવા પરાક્રમી હતા, એ પણ ભૂલી જવાય છે!–મને બ–રા–બ–ર યાદ છે, જતાં જતાં દાદાજીએ બાપુજીને કહ્યું હતું: "જયંતિ, જોજે હો, અજિતને ખૂબ લડાવીને બગાડી ન મૂકતો. તારી વહુનો જીવ જરા અધીરીઓ છે. હું તો જાઉં છું પણ મારા અજિતને જવાંમર્દ બનાવજો. જે દિવસે હું સાંભળીશ કે મારો અજિત કોઈનો માર ખાઈને ઘરમાં આવ્યો છે, ને તમે પેસવા દીધો છે, તે દિવસે હું તમને સહુને નાહી નાંખીશ!" —કેવા દાદાજી!...દાદાજી! તમારી એ આજ્ઞાનો આ લોકો છડેચોક ભંગ કરી રહ્યા છે! મારે મર્દ બનવું છે, પેલા સુરેશને મહાત કરવો છે, એમ કર્યા વિના મારાથી રહેવાશે નહિ. ભારતીને મારાથી રિસાયેલી રાખી ન શકાય...દાદાજી! તમે મારાં માતાપિતાને ન સમજાવો?...

છબીમાંથી દાદાજી હસ્યા. પછી તો એમણે હાથ લંબાવ્યા. ધીરે ધીરે ગોપાળ દાદાની સજિવ મૂર્તિ અજિતની પાસે આવી. એને મસ્તકે હાથ મૂકયો. દાદાજીની આંગળીઓનાં ટેરવાંના સ્પર્શમાં અજબ ચમત્કાર એણે અનુભવ્યો: અજિતને ખબર પડે તે પહેલાં એ ઊંઘી ગયો–દાદાજીના ઉચ્છંગમાં.

—હજારો માનવીઓની મેદિની ભરાઇ હતી: વચ્ચે ઊંચા આસન ઉપર દાદાજી બેઠા હતા: એમનું વ્યાખ્યાન ચાલતું હતું.

'મર્દ બનો! માંયકાંગલા માનવીઓ ત્રણે લોકમાં કશું પામી શકતા નથી. **नायमात्मा बलहीनेन लभ्यते**...'

—સભાસ્થાન વ્યાયામશાળામાં પલટાઇ ગયું. વિશાળ અખાડો હતો: આસપાસ પ્રચણ્ડ માનવસાગર હિલોળા લઇ રહ્યો હતો: કાશીના પહેલવાન સાથે ગોપાળદાદા કુસ્તી ખેલી રહ્યા હતા: દાવ પર દાવ અજમાવવામાં આવતા હતા: પહેલવાને દાદાજીને પટકી નાંખ્યા, એ દાદાજીને કચરી નાખશે એમ લાગ્યું, એક વિપલમાં તો દાદાજીએ પલટો માર્યો; વિદ્યુત્વેગે એમણે પહેલવાનને પોતાની ઉપરથી બાજુમાં નાખી દીધો; એટલી જ ઝડપથી દાદાજી ઊભા થઇ ગયા: પહેલવાનને લંગોટ અને ડોક આગળથી પકડી, ઊંચકી, હવામાં ઉછાળી જમીન પર પછાડી ચિત્ત કરી નાખ્યો!

ઊંઘતા અજિતના દાદાને અખાડાની ધૂન લાગી હતી, તેથી કેટલાક એમને હસતા. ત્યારે એ વખતના ગોપાળભાઇ હસનારાઓને કહેતા: "હું ઠોકર ખાઇને જાગ્યો છું. તમને હજી ઠોકર નહિ વાગી હોય, એટલે તમારાથી સમજી નહિ શકાય. પણ એક દિવસ તમને નહિ તો તમારા છોકરાને કે એના છોકરાને એ ઠોકર લાગ્યા વિના રહેવાની નથી!"

અને પોતાને કેવી ઠોકર લાગી હતી એની વાત કરતાં

મુંબઈમાં આવ્યો ત્યારે ઉઘરાણીનું કામ મળેલું. એ દિવસોમાં તો આખો દિવસ દુકાનમાં વૈતરું કરવાનું અને સાંજ પડે ઉઘરાણીએ જવાનું.

એક દિવસ રસ્તામાં એક સાયબાના છોકરાએ મને જાણી જોઈ ધક્કો માર્યો. મેં કહ્યું: 'અલ્યા કેમ, દેખતો નથી કે ?'

સામેથી પેલો ઉપાડીને કહે છે: "ચૂપ કરો, કાલા આડમી ? ગદ્ધા !"

આપણાથી ન રહેવાયું. મેં પણ પછી તો એને ચખોળી:

"એ...મોં સંભાળીને બોલ ! ગધા તારા બાપ...!"

એટલામાં તો મારા બેટાએ દીધી જ તો ! ડાચા પર એણે એવો તો મુક્કો લગાવ્યો કે આપણને તો ભાઈ તમ્મર ચડી ગયાં... જતાં જતાં એણે મારા પગને આંટી મારી અને હું પડી ગયો...! એ તો ચાલી ગયો. ઊભો હોત તો પણ એની સામે થવાની મારામાં હિંમત કે તાકાત નહોતાં...આ તે દિવસથી, ભાઈ આપણે તો નક્કી કરી લીધું કે આ દુનિયામાં સ્વમાન સાથે જીવવું હોય તો સ્વરક્ષણ જેટલી તો તાકાત મેળવી જ લેવી જોઈએ. પોતાનું રક્ષણ ન કરી શકે એ પામર. એવા કંગાલો જીવે તો પણ સદાયે બીજાઓથી ડરતા ! ભયભીત માનવીઓને જીવવાનો જ હક નથી. ભગવાને પણ કહ્યું છે કે : **अभयं सत्वसंशुद्धि**...

છતાં જયંતિલાલને મોસાળ વધારે રહેવાનું થયું, એથી વડિયાઈએ એને લાડકોડમાં ઉછેરીને અતિ નાજુક બનાવી દીધો. એ વાતનો ગોપાળભાઈને સદાયે ખટકો રહ્યાં કર્યો હતો.

પાછળથી એ માલદાર થયા. ધર્મ તરફના વલણને લીધે એમણે જગતની જંજાળ જયંતિને સોંપી કાશી નિવાસ કર્યો. ત્યાં એમણે અખાડાઓની પ્રવૃત્તિ શરૂ કરી હતી. અને 'અજિતને તારા જેવો

નાજુક ને ડરપોક બનાવીશ નહિ,' એવી વારંવાર સૂચનાઓથી ભરેલા પત્રો એ જયંતિ પર મોકલતા.

જવાબમાં જયંતિલાલ લખતો : "મારું તો જીવન બગડ્યું છે, હવે અજિતને તો તારી ઇચ્છા પ્રમાણે પહેલવાન જ બનાવવો છે."

"મારો અજિત હમણાં કેવો લાગે છે?...મને તો અહીંથી ફુરસદ મળતી નથી ને મુંબઇ આવવાનું મન પણ થતું નથી, એટલે એની છબીઓ મને મોકલતો રહેજે" પિતા પુત્રને લખતા.

જયંતિલાલ પિતાની એ ઇચ્છા પૂર્ણ કરતો, પણ એક છબી પાડનારને સાધીને એણે બુદ્ધિની કુસ્તીમાં પિતાને પણ ચિત્ત કરવા ધાર્યા હતા !

એ બાબતથી અજિત અજાણ્યો હતો—દાદાજી જેટલો જ !

ભારતીએ અજિત સાથે અબોલા લીધા છે, એ વાત આખી કૉલેજમાં ચર્ચાઈ ચૂકી હતી. એથી વધારે ખુશાલી સુરેશને થઈ હતી. જો વચ્ચેથી અજિતની આડખીલી ટળે તો ભારતીનું લક્ષ પોતાની તરફ ખેંચાય, એવું સુરેશ માનતો હતો. એ માન્યતા પૂરી કરવા અનેક પ્રકારે એ ફાંફાં મારતો, છતાં ફાવતો નહોતો. એથી સુરેશ મનમાંને મનમાં બળતો અને ચીડાતો. એની ચીડ અજિત ઉપર ઉતરતી: કેમકે એ ઠીક સાધન હતો !

એક દિવસ કૉલેજ છૂટી તે વખતે સુરેશે કમ્પાઉન્ડમાં ભારતીને જોઈ અને 'જરા મારે તમારી સાથે વાત કરવી છે' કહીને એને ઊભી રાખવાની યુક્તિ અજમાવી.

પણ ભારતીએ સાંભળ્યું ન સાંભળ્યું કરી, સખીમંડળી સાથે વાતો કરતાં કરતાં ચાલવા જ માંડ્યું.

"હું મારી ખાતર કહેતો નથી..."

"શું છે સુરેશ ?" સુહાસે પૂછ્યું.

"આપણી કૉલેજના એક વીરનરની કથા..."

"ક્યાં છે?" મેનાંએ પૂછ્યું.

"આજના અખબારમાં..."

"ભારતી, ઊભી રહે તો જરા." મલ્લિકાએ એને આગ્રહ કર્યો. અને સુરેશને કહ્યું: "તારી પાસે છાપું છે?"

"એ જ હું ભારતીને બતાવતો હતો..."

મલ્લિકા, મેનાં ને સુહાસના આગ્રહથી ભારતી ઊભી રહી.

"લાવો જોઉં એ છાપું?" મલ્લિકાએ માગણી કરી.

"તમે શા માટે તસ્દી લો; હું જ વાંચી સંભળાવું..." કહીને સુરેશે મોટેથી વાંચવું શરૂ કર્યું. એ જોઈને વિદ્યાર્થીમંડળનું ટોળું ઠીક ઠીક એકઠું થઈ ગયું.

"આપણા શહેરમાં ગઈ રાત્રે, એક જાણીતા શ્રીમંત ગૃહસ્થના ઘરમાં ચોર દાખલ થયો હતો. ચોરી કરવા માટે ચોર, શ્રીમંતના ઘરમાં છૂપી રીતે દાખલ થાય એ તો સામાન્ય બનાવ છે. પરંતુ આ તો વિચિત્ર ચોરની, અસાધારણ ઘટના છે.

વાત એમ છે કે..."

પછી જયંતિલાલના મકાનમાં ચોર ભરાયાની બૂમાબૂમ થઈ, ત્યારથી માંડીને છેવટે બારણાં તોડતાં એમના જ ચિરંજીવી શ્રી અજિતકુમાર કેવા સ્થિતિ સંજોગમાં હાથમાં આવ્યા, એનું હૂબહૂ તેમજ રસિક વર્ણન છપાયું હતું.

તે સાંભળતી વખતે અનેક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ હસી હસીને બેવડ વળી ગયાં.

ભારતીને એ ગમ્યું નહિ: એ માત્ર ગંભીર ભાવે ઊભી જ રહી.

તેથી જ, એને જ ચિડવવા સુરેશે છાપાની ગડી કરતાં કરતાં કહ્યું: "આવા નવજુવાનો જ દેશની શોભા છે!"

"અરે, એ તો આપણો જવાહર છે!" બીજાએ ઉમેર્યું.

"એવા માત્ર એક જ હજાર જવાંમર્દો એકઠા થાય તો, આવતી કાલે જ સ્વરાજ મળે..."

"...અને મુંલ્કની ગુલામી ટળે!" સુરેશ ત્રીજાની ટકોરને વચ્ચેથી જ તોડી પાડી શિઘ્ર કવિની રીતે બોલી ઊઠયો.

હવે ભારતીથી શાંત રહી શકાયું નહિ. એણે સ્વરાજની વાત કરનારા સામે જોઈને છતાં સાથે સાથે સુરેશ ઉપર કટાક્ષ બાણુ ફેંકતાં કહ્યું: "તમારા સહુની આટલી બધી બહાદુરી છતાં હજુ સ્વરાજ અટકી રહ્યું છેઃ મુલ્કની ગુલામીની જંજીરો તૂટી નથી અને મુકમ્મલ આઝાદી આઘી જ રહી છે, એ પણુ નવાઈ જ છે ને?"

ભારતીનો એ વખતનો જુસ્સો જોઈ અજિતનો ઉપહાસ કરનારા ઠંડા થઈ ગયા.

ઈંદુએ ભારતીના પક્ષનું સમર્થન કરતાં ઉમેર્યું: "છાપાવાળાઓને બીજું કશું છાપવાનું ન મળે એટલે આવા તુક્કાઓ છાપી મારે! બાકી અજિત અહીં ઊભેલા બીજા કોઈથી ઉતરે એવો નથી!"

"એ-મ-કે?" સુરેશે કરડાગીમાં કહ્યું.

ઈંદુ સુરેશ તરફ મમતા રાખતી હતી. છતાં સુરેશ એની અવગણુના કરી ભારતીની પાછળ ઘેલો થઈને ભમતો હતો. એટલે જ પોતાને 'ઠીક લાગ મળ્યો છે' એમ માનીને ઈંદુએ તક ઝડપી લીધી. સુરેશે પણુ તેથી જ ઈંદુની અવગણુના કરવાની તક જતી ન કરી!

એટલામાં જ અજિત ત્યાંથી નીકળ્યો.

એને સુરેશે જોયો અને બૂમ મારી: "અજિત! દોસ્ત, ઊભો રહે તો..."

અજિત ચાલી જ ગયો.

ટોળામાંથી કોઈકે પોકાર કર્યો: "નવજવાન અજિત કી..."

"...જય...!" ઘણુાઓએ એ અધૂરા વાકયને ઝડપીને ઝીલી લીધું!

હસતા હસતા સહુ વિખરાયા.

એ કોલાહલમાં યે ભારતીનો ગુસ્સાભર્યો અવાજ સંભળાતો હતો: "જો સ્વરાજ આવતું અટકશે તો આવાઓને લીધે જ!"

છોકરાઓના ટોળામાંથી કોઈકે ભારતીના જવાબમાં હોય એમ કહ્યું: "Men rarely grow wise–પુરૂષ જાતિમાં ભાગ્યે જ ડહાપણ દેખાય છે!"

અને એ વખતે થયેલા અટ્ટહાસ્યથી આખું વાતાવરણ ખળભળી ઊઠ્યું.

સુરેશે પોતાની મશ્કરીનો આવો પ્રસંગ યોજ્યો, તેથી અજિત નારાજ થયો. એવી મનોદશામાં ઘેર જવાનું એને ઠીક ન લાગ્યું. એણે ડ્રાઈવરને મોટર લઈ જવાનું કહી, પોતે ફરીને જરા મોડેથી ઘેર આવશે એવો સંદેશો પણ મોકલાવ્યો.

અજિતનું આ પ્રકારે અપમાન થયું એ ભારતીને પણ ખૂબ ખૂંચ્યું. સુરેશનાં તોફાન વધતાં જતાં હતાં અને જો સવેળા એને અંકુશમાં લેવામાં ન આવે, તો સુરેશ વિશેષ છકી જશે એવો એને ભય લાગતો હતો.

"આનો કંઈક માર્ગ તો શોધવો જ જોઈએ."

પણ એ માર્ગ કેવા પ્રકારનો હોઈ શકે, તે બાબતમાં ભારતી વિચાર કરવા માગતી હતી.

સુરેશ ભદ્રવર્ગનો અભદ્ર માનવી હતો એવી છાપ ભારતીના મનની પાટી પર છપાઈ ગઈ હતી. એના વર્તનમાં

 એને અસંસ્કાર અને ઊંડે ઊંડે વાસનાથી વિંટળાયલી

લાગણીઓનો ઉન્માદ દેખાતો હતો. એથી ભારતી તેનાથી દૂરની દૂર રહેતી : કોઈને જાણવા દીધા વિના.

"એણે મારી સાથે કોઈ પણ પ્રકારનું અયુકત વર્તન કર્યું નથી.—એ માત્ર અજિતને સતાવે છે: એનો અંતર્ગત હેતુ જુદો જ છે...પરંતુ માત્ર વિકલ્પથી માની બેસવું અને કોઈને કંઈ કહેવું એ પણ ઠીક નહિ ."

ભારતીના મગજમાં આ વિચારોનાં ચક્રો ચાલતાં હતાં ત્યારે એના પગ બગીચા તરફ ચાલી રહ્યા હતા.

આગળ અજિત જતો હતો. ભારતીએ એને જોયો. અને એને એ પોથીપંડ્યાની દયા આવી.

અજિતનું ચિત્ત હમેશાં અભ્યાસમાં રોકાયલું રહેતું. એને એકાંત અને ગ્રંથો એ જ ગમતાં. ભારતીને એની તરફ હતો તેટલો જ એને પણ ભારતી તરફ અનુરાગ હતો. છતાં ભારતીની ખાતર પણ એ પુસ્તકને છોડી શકે તેમ નહોતો! એટલે એને સુરેશ જેવાઓનો વિચાર સુદ્ધાં કરવાનો અવકાશ આજ સુધી મળ્યો નહોતો.

ભારતી સ્વતંત્ર વિચારની, સ્વમાનવાળી તેમ નારીજાતિના સ્વતંત્ર વ્યક્તિત્વમાં શ્રદ્ધા રાખનારી યુવતિ હતી. કૉલેજના વેવલા, સ્ત્રીજાતિની જ પાછળ ઘેલા થનારા, લાગણીવેડાના પ્રવાહમાં તણાતા અનેક વિદ્યાર્થીઓનાં લટૂકડાંને એ ગણકારતી નહોતી. કેટલાકો સાથે દૂરથી વંદન કરવાથી વિશેષ સંપર્કમાં એ આવતી નહિ. થોડાકોની જ સાથે હસીને વાત કરવા જેટલો સંબંધ એણે કેળવ્યો હતો. વિદ્યાર્થીઓમાંથી ઘણા એનો પરિચય કેળવવા માટે ફાંફાં મારતા: ઘણા એનાથી ડરીને દૂર રહેતા: થોડાક જ એની નજીક જવાની હિંમત કરતા.

આમ છતાં ભારતીને અજિત માટે માન હતું. એનામાં મેધા હતી, શાંત ને શિતળ : તે કોઈને દઝાડતી નહિ, પ્રેરણા આપતી.

અજિતની વિદ્વતા વીર નરની તરવાર સમી હતી; તે રંગભૂમિની તરવારોની માફક ઘડી ઘડીમાં પટાબાજી માટે બહાર નીકળતી નહિ. એનામાં ગંભીરતા હતી, ચિંતન હતું: ભારતીના અજિત તરફના અનુરાગ અને આકર્ષણને માટે એ જ કારણભૂત હતાં.

અજિતને એ બધાનો વિચાર કરવાની ફુરસદ કે ઈચ્છા નહોતાં. સ્વાભાવિક હોવાથી જ એ ભારતી તરફ ખેંચાયો હતો.

જૂહુની ઘટના પછી, એના મનના શાંત સરોવરમાં આત્મ-રક્ષણના વિચારની કાંકરી નાખી નવાં વર્તુળો ઉપજાવનાર ભારતી જ હતી. ભારતીની જ ખાતર એ મર્દ બનવા માગતો હતો. જો ભારતીએ અબોલા લીધા ન હોત તો, પુસ્તક અને પરીક્ષા સિવાય બીજો કોઈ વિચાર એને સૂઝ્યો જ ન હોત.

સુરેશના આજના વર્તને એના દિલને ખૂબ ખળભળાવી મૂક્યું હતું. એટલે બાગ તરફ જતી વખતે પણ એના મનમાં એ જ મંથનો ચાલી રહ્યાં હતાં.

ભારતીએ એને જોયો અને એના હૈયામાં સમભાવની લાગણી જન્મી. “આવે વખતે એનાથી દૂર થઈ જવું એ માત્ર કઠોરતા જ નહિ પણ ક્રૂરતાયે છે.” એણે પોતાને ઠપકો આપતાં કહ્યું.

અજિત હજુ આખરી નિર્ણય પર આવી શક્યો નહોતો. “કોઈ પણ રીતે સુરેશના આ ચાળા અટકાવવા જ જોઈએ” એ ખરું, પણ કેવી રીતે? એ માર્ગ એને સૂઝતો નહોતો.

વ્યાયામનો વિચાર થતાં માતાપિતાનાં ક્રોધભર્યાં મુખ મનની આંખ આગળ આવીને ઊભાં રહેતાં!

“ભારતી હશે કે શું?” અજિતે ભારતીને આવતાં જોઈ.

“ભારતી જ છે.” અને એના મનમાં તાલાવેલી જાગી.

ભારતી આવી તો ખરી; પણ ન તો એ ઊભી રહી કે ન તો એણે અજિતને બોલાવ્યો. બાજુમાંથી એ ચાલી નીકળી.

"ચાલી જશે કે શું ?" અજિતે વિચાર્યું અને એણે બૂમ મારી.

ભારતી ઊભી રહી. અજિત ઉઠીને એની પાસે ગયો.

"ભારતી, ક્યાં સુધી આ અબોલા રાખવા છે ?" અજિત વિનવતો બોલ્યો.

"મેં તને કહ્યું જ છે." હૈયે જુદો વિચાર હોવા છતાં ભારતી હોઠે જુદું જ બોલી.

"ઉતાવળ ન હોય તો મારે તારી સાથે થોડીક વાતો કરવી છે...ત્યાં બેસીએ !"

ઉપકાર કરતી હોય તેમ ભારતી એની સાથે થઈ. બન્ને બેઠક પાસે ગયાં. બેઠાં. અજિત ભારતીની સામે જોઈ રહ્યો હતો પરંતુ એને શું કહેવું હતું એ જ તે ભૂલી ગયો.

એક–બે–પાંચ–દસ ક્ષણો વીતિ ગઈ.

ભારતી એ મૌનથી કંટાળી. "આ માણસ કેવો વેદિયો છે ! ...ક્યાં આ ને ક્યાં પેલો સુરેશ ?...અજિત, હું જાઉં !"

"જવું છે ?" કહ્યા પછી એકાએક યાદ આવ્યું હોય તેમ અજિતે કહ્યું: "ભારતી, તને મારી ઉપર ક્રોધ થયો છે કે તિરસ્કાર ?"

"તારી વિદ્વત્તા માટે મને બહુમાન છે. એટલે જ કોઈક તારૂં અપમાન કરે, અથવા જેથી તારા સ્વમાનનો ભંગ થાય એવું કંઈ બને તે મારાથી સહન થતું નથી.

"ત્યારે મારી સાથે અસહકાર કેમ આરંભ્યો છે ? ભારતી, તું પણ મને છોડી જઈશ તો મારૂં કોણ ?"

"આમ બોલવું એ જ કાયરતાની નિશાની છે. અજિત, હું તને મર્દ બનેલો જોવા માગું છું. તું આમ પરાવલંબી, ઓશિયાળો, રહે એ જ મને પસંદ નથી. क्लैब्यं मा स्म गमः એ શ્લોક યાદ કર..."

"હું એકલો હોઈશ તો મારાથી કશું નહિ બને. ભારતી! તું મારી પડખે હોઈશ તો..." અજિતની જીભ લથડી.

"તો? બોલને. અજિત! તો તું સુરેશનો સામનો કરીશ?"

"ભારતી, न हि प्रपश्यामि ममापनुद्याद्...તું મને મદદ કર..."

"તારાથી કશું જ નહિ થાય? તારા જેવા માનવી આત્માના રોગી ગણાય છે. માટે તને ઠપકો આપવાને બદલે તારી દયા ખાવા જેવું છે..."

"જરૂર, જરૂર! હું એ જ ઇચ્છું છું. ભારતી, હું ઇચ્છું છું કે તને મારી દયા આવે..."

"તને કુદરતે બુદ્ધિ આપી છેઃ એ તો જીવનની જ્યોતિ છે. એનો ઉપયોગ કરતાં શીખ."

"બુદ્ધિનો ઉપયોગ પ્રતિપક્ષીને હણવામાં કરું? ભારતી! મારાથી એ નહિ બને. સુરેશ હિંસામાં માને છેઃ હું પ્રેમમાં માનું છું. એની હિંસા છેવટે તો મારા પ્રેમમાં પીગળી જવાની. એનો એમ પરાજય થશે ને હું અજિત રહીશ..."

"અરે, વાહરે મારા અજિત યોદ્ધા! આવી વાતો સાધુ મહાત્માઓને મુખે શોભે? માનવીને નહિ! અજિત! સુરેશ શઠ છેઃ એની સામે તો શઠતા જ ફાવવાની!..."

"શઠની સાથે શઠ થવું એ તો શ્વાનની સાથે શ્વાન બનવા જેવું..."

"અજિત, તારી બુદ્ધિ માટે મને બહુમાન છે; પણ આ તો નર્યું વેવલાપણું છે! એથી જ મને તારી સાથે બોલવાનું મન થતું નથી. મને તારી તરફ એ વેવલાવેડાને લીધે જ ક્રોધ થાય છે."

"એ જ ખોટું. ભારતી! સ્ત્રી ક્રોધ કરે છે ત્યારે એ સુંદરી મટી જાય છે..."

"અને પુરુષ યોગ્ય સમયે પણ ક્રોધ કરી શકતો નથી, ત્યારે તે માનવી મટી જાય છે!" ભારતીએ આબાદ ટાણો માર્યો.

"ભારતી ! તું સ્ત્રીશક્તિ છે તેથી હું તને પ્રાર્થું છું કે, તું મને છોડી ન દેતી. મારા જીવનનો આ સંક્રાંતિકાળ છે..."

"અજિત ! આજે તો તારા તેમ મારા અને રાષ્ટ્રના તેમ વિશ્વના જીવનનો યે સંક્રાંતિકાળ બેઠો છે. આપણે કરુણ યુગમાં જીવીએ છીએ. જાણે પ્રલય શરૂ થયો છેઃ આપણે વિનાશ અને સંહારની વચ્ચોવચ્ચ ઊભાં છીએ. એમાં નિરાશ થવાનું નથી પણ નવી આશાઓનું સર્જન કરવાનું છે. તે માટે આપણે નવી ટેવો પાડવી પડશે, નવા આદર્શો સેવવા પડશે. ભાવિનો માર્ગ કદી પુષ્પ પાથર્યો નથી હોતો, એમાં તો પુષ્પો કરતાં કંટકો વધારે વેરાયલા હોય છે. એથી આપણે ડરવાનું, ગભરાવાનું કે હતાશ થવાનું ન હોય. વિઘ્નોને વિદારતા આપણે તો આગેકૂચ જ કરવાની..."

"બરાબર. બરાબર..."

"એ કામ કાયરોથી ન થાયઃ તે માટે તો મરજીવા માનવીઓ જોઈએ. મુડદાં જેવા માનવીઓ નવું જગત નિર્માણ કરી નહિ શકેઃ એ કામ તો ભર્યાભર્યા જીવનથી છલકાતા સુદૃઢ તન અને સુદૃઢ મનવાળા માનવીઓનું હશે..."

"છતાં સ્ત્રીશક્તિના સહકાર અને સાથ વિનાનો પાંગળો પુરુષ કશું નહિ કરી શકે."

"અજિત, મેં તને કહ્યું છે ને, તું મારી મૈત્રીને યોગ્ય બનીશ, તે દિવસે તારે મને શોધવા નહિ આવવું પડે; હું જ તને શોધતી આવીશ. હવે હું જઈશ. ફરીથી તું મને બોલાવીશ નહિ. માત્ર સુરેશથી ચેતતો રહેજે..."

જીવંત જોગમાયા જેવી ભારતી ચાલી ગઈઃ અજિત એને જોતો કેટલી વાર બેસી રહ્યો તેની એ ઊઠ્યો ત્યારે એને જ ખબર રહી નહોતી !

# કાશીનો મિજમાન

અજિતના પિતા જયંતિલાલ એક મિજમાન સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા. મહેમાન કાશીથી આવ્યો હતો. ગોપાળદાદાનો એ પ્રશંસક હતો. દાદાની ચિટ્ઠી લઈને એ આવ્યો હતો. એનું નામ હતું પંડિત વિશ્વંભરનાથ.

"જયંતિભાઈ, દાદાજી જેવા તો કોઈ માણસ જ નહિ થાય. નૌજવાનોના એ મિત્ર છે: આટલી ઉમ્મરે પણ એમનામાં નવજુવાન જેવો જુસ્સો છે. 'મર્દ બનો' એ એમના જીવનનું મહાસૂત્ર આજે તો કાશીમાં પ્રત્યેક જીભ ઉપર રમી રહ્યું છે."

"પંડિતજી, મર્દાઈ એ તો અમારા કુટુંબનો વંશપરંપરાનો વારસો છે." જયંતિલાલ ગૌરવથી બોલતા હતા.

"કેમ ન હોય? હોવો જ જોઈએ! જે ગોપાળદાદા મુલ્કના નવજુવાનોને, આટલી વયે, કાશીનિવાસ કરવા છતાં, જવાંમર્દ બનવાનો સક્રિય બોધ આપી રહ્યા છે, એમના ખાનદાનની તો રગમાં એ ગુણ ઉતરેલો જ હોવો જોઈએ."

એમ કહેતી વખતે વિશ્વંભરનાથ જયંતિલાલ સામે જે દૃષ્ટિથી જોઈ રહ્યા હતા, એ દૃષ્ટિમાં એવા ભાવ સ્પષ્ટ વંચાતા હતા કે "ગોપાળદાદાના સીધા વારસ હોવા છતાં તમારામાં તો એમનું એક રૂંવાડું યે જણાતું નથી !"

જયંતિલાલ પંડિતજીના મુખમાંથી નીકળતાં પિતાજી માટેનાં પ્રશંસાનાં પુષ્પો વિણવામાં એટલા બધા મશગૂલ હતા કે એમણે પંડિતજીના નેત્રોની ભાષા જોવા–વાંચવાની પરવા જ કરી નહિ.

"કેમ ન ઉતરે ! ઉતરવો જ જોઈએ. નહિ તો દાદાજીની શું શોભા !......"

"ખરૂં છે. ગોપાળદાદા ખાસ કરીને તો અજિતભાઈનાં બહુ જ વખાણ કરે છે. કહે છે એ તો દરેક રમતમાં પાવરધા......"

"કેમ નહિ ? એની નસોમાં ગોપાળદાદાના રક્તનો અંશ છે ને ?"

"મલ્લકુસ્તીમાં, મુક્કાયુદ્ધમાં, તરવામાં, ઘોડેસ્વારીમાં, હુતુતુતુમાં, ક્રિકેટમાં, ફૂટબૉલમાં, ટેનિસમાં અજિતભાઈ નિષ્ણાત છે નહિ ?"

"કેમ નહિ ! અજિતને એ રમતોની રાષ્ટ્રીય તેમ આંતરરાષ્ટ્રીય હરિફાઈઓમાં કેટલા બધા સોના–ચાંદીના ચાંદ અને પ્યાલા મળેલા છે. કલકત્તાની વિદ્યાપીઠના પ્રદર્શનમાં મૂકવા એ લોકોએ આગ્રહપૂર્વક માગણી કરવાથી ત્યાં મોકલ્યા છે, નહિ તો તમને એ બતાવત." જયંતિલાલે પડશે એવા દેવાશે માનીને હાંકવા જ માંડ્યું હતું.

એમણે માન્યું હતું કે પિતાની ચિઠ્ઠી લઈને આવેલા પંડિતજી મળીને ચાલી જશે. અને આ બધાની એમના મન પર જે છાપ પડશે એની વાતો એ કાશી જઈને કરશે. એટલે પિતાજી ખુશી થઈને અજિતને લાખ રૂપીઆનો વારસો આપી દેશે !

ગોપાળદાદા કાશીથી પાછા આવવાના નહોતા, અને વ્યાયામની એમની ધૂન છેક ઘેલછાની હદ સુધી પહોંચી ગઈ હતી, એટલે

વ્યાપારી જયંતિલાલે 'દાદાજી'ની કલ્પનામાં અજિતના સંબંધમાં માયાવી દુનિયા ઊભી કરી હતી.

"ગોપાળદાદાનો પૌત્ર એવો જ હોવો જોઈએ, ઇચ્છાતો હતી કે ભાઈનાં દર્શન કરી લઉં......"

"......પણ એ ઘરમાં નથી, વ્યાયામની એને ધૂન જ લાગી છે. અત્યારે એ કાંતો ક્રિકેટ કે ફૂટબોલ રમતો હશે કે દરિયામાં તરતો હશે......"

"એમનાં દર્શન મારા ભાગ્યમાં નહિ હોય. લ્યો ત્યારે જયંતિભાઈ હવે ઊઠીશ. જયજય !" કહીને પંડિતજીએ નમસ્કાર કર્યા.

"અરે, એમ તે હોય. ઠેઠ કાશીથી આવો છો, 'દાદાજી'ની ચિઠ્ઠી લઈને અને આમ તે જવાય ?—પંડિતજી ઉતારો આપણે ત્યાં જ રાખવાનો—"

"એ તો નહિ બને. જયંતિભાઈ, અમારા સગા અહીં રહે છે, એ કાશીના છે..."

"એથી શું ? આપને અહીં જ રહેવું પડશે. 'દાદાજી'નો કાગળ લઈને આવ્યા છો ને ? અમે આપની યોગ્ય આગતાસ્વાગતા કરી નહિ એ જાણે તો 'દાદાજી' અમારી ઉપર ગુસ્સે જ થાય ને. તમારે માટે અહીં અલગ ચોકા વગેરેની તમામ તજવીજ થશે."

પંડિતજી નહિ રહે એ જાણીને જયંતિલાલ એમને વિશેષ આગ્રહ કરવા લાગ્યા ?

"ના, ના, જયંતિભાઈ...!"

"......તમને મારા સમ છે, હવે ના પાડો તો......"

આ રકઝક ચાલતી હતી ત્યાં જ અજિત આવી પહોંચ્યો.

જયંતિલાલને એ મનગમતી ઘટના ન હતી. પણ એમણે માન્યું કે પંડિતજીનું લપ હવે પતે છે તો ભલે ને એને અજિતનો પરિચય કરાવું. એટલે એ બોલી ઊઠ્યા: "લ્યો, અજિત પણ આવી ગયો... અજિત ! પંડિતજીને નમસ્કાર કર. કાશીથી આવે છે: દાદાજી પાસેથી."

અજિતે નમસ્કાર કર્યા. પંડિતજીએ આશીર્વાદ આપ્યા અને વિનમ્ર ભાવે બોલ્યા: “ જયંતિભાઈ, આપનો આટલો બધો આગ્રહ છે અને અજિતભાઈ પણ આવી ગયા છે તો, ભલે સ્વજનને માઠું લાગે છતાં હું અહીં રોકાઈશ. આપનો તો બહુ જ આગ્રહ ભાઈ!”

અને પંડિતજી પાછા બેઠા.

જયંતિલાલને એ જરાયે ગમ્યું તો નહિ, પણ એમની દશા હવે સાપે છછૂંદર ગળ્યા જેવી થઈ પડી. “ ભલે, ભલે, ઘર આપનું જ છે.”

“ દાદાજીનો અતિ આગ્રહ હતો કે મારે અજિતને મળવું જ. કાશીવિશ્વેશ્વરની દયા છે ને......”

પંડિતજી તે વખતે જયંતિલાલને જમ જેવા લાગ્યા. અને વખત છે ને પોતાનું પોકળ ફૂટી જાય એ ડરથી એમણે અજિતને કહ્યું: “ હમણાં કામ હોય તો પછી આવજે. પણ કાકાને મળવાનું ન ભૂલતો. કાશીથી આવે છે......”

વધુ વાત કરવાના મિજાજમાં ન હોવાથી. અને અંદર આવતા પહેલાં એણે પિતા–પંડિત વચ્ચેની થોડી વાત સાંભળેલી એનો સંદર્ભ સમજી ગયેલો હોવાથી જ. તે ‘વારુજી’ કહીને અંદર ચાલી ગયો.

“ તમે અજિતભાઇના જુદી જુદી રમતો રમતા જે ફોટા ગોપાદાદા પર મોકલેલા, તે મેં એમની પાસે જોયેલા...”

“ બધા દાદાના પ્રતાપ છે. પંડિતજી!” જયંતિલાલ દ્વિઅર્થી બોલી ગયા. એમને હવે વધુ વાર્તાલાપ પસંદ નહોતો.

પરંતુ પંડિતજીનો વાત કરવાના ઉત્સાહનો વેગ હવે જ વધ્યો હતો. એમણે અજિત જે ઓરડામાં ગયો તે તરફ આંગળી કરીને કહ્યું: “ ભાઇ હમણાં જરા સુકાયા લાગે છે!”

“ પરીક્ષાઓ નજીક આવી છે ને!”

“ ખરું છે......”

“ બાકી તો એની તાકાતનું તો પૂછવું જ નહિ. એક વખત

અમારા ઘરમાં ચોર ઘૂસેલો. અજિતે ભાઈ, એને જે હાથ બતાવ્યો છે, અહો હો ! તે પછી માત્ર આ લત્તાના જ નહિ પણ આખા શહેરના તસ્કરો એના નામથી ધ્રૂજે છે."

"ગોપાળદાદાના પૌત્ર માટે બધું યે શક્ય છે!" વિશ્વંભરનાથે કહ્યું. પરંતુ એના મનમાં એણે વિચાર્યું: "આ ગયો એ છોકરાના મોં પર જરા સરખું નૂર તો દેખાતું નથી?"

જયંતિલાલનાં એ બધાં ગપોડાં અજિત બાજુના ખંડના બારણા પાછળ સંતાઈને સાંભળી રહ્યો હતો. એને પિતાશ્રીની એ તરકટબાજીની એટલી તો ઘૃણા થઈ કે, એ તો તુરત બહાર નીકળીને પંડિતજી પાસે એમનાં તમામ પોલ ખુલ્લાં પાડી દેવા તત્પર લઈ ગયો. પરંતુ કમળાએ પતિની આબરૂ બચાવવા પુત્રને જેમ તેમ કરી વારી રાખ્યો,

અજિતે એ વખતે તો માતાની આજ્ઞા માની. પણ એના સરળ દિલ પર પિતાજીની આ પ્રકારની ચાલબાજીની એવી તો અસર થઈ કે માતા પિતા ન જાણે એ રીતે એણે દાદાજીને લાંબો પત્ર લખી પિતાજીની એ બધી પોકળકથાથી એમને માહિતગાર કર્યા !

અજિતનો ઉપહાસ કર્યા પછી સુરેશ અને એના તોફાની જોડીદારોની ટોળકી આનંદ ઉઠાવવા બાજુના જ હાઘરમાં જઈને ગોઠવાઈ હતી.

"એ વેદિયાને આજે ઠીક બનાવ્યો!" હા પીતાં પીતાં એકે કહ્યું.

"હજુ તો પૂરેપૂરો ક્યાં બનાવ્યો છે. આ તો પાશેરામાં પહેલી પૂણી છે!" સુરેશ બોલ્યો.

"આ છાપાવાળાઓ પણ જબરા તો ખરા! મારા વહાલા અક્કર ચક્કરમાંથી ખબરો શોધી લાવે..."

"એ શું શોધી લાવે એમના પિતાશ્રીનું કપ્પાળ!..." સુરેશ વચ્ચે બોલી ઊઠયો.

"ત્યારે આ ક્યાંથી છપાયું?"

"એ બધી આ બંદાની કારવાઈ!" સુરેશે મૂછ વિનાના હોઠ પર આંગળાં મૂકી મૂછ મરડવાના અભિનય સાથે કહ્યું.

"દોસ્ત, એ વાત તો અમને કહે?" બે ત્રણ જણા સામટા બોલી ઊઠયા.

"એ વેદિયાના ઘરની બરાબર સામે મારો એક મિત્ર રહે છે. એણે મને આ રમુજી ઘટના કહી સંભળાવી. એટલે મેં આ અખબારમાં કામ કરતા મારા એક પત્રકાર મિત્ર મારફત એને પ્રસિદ્ધ કરાવી. કેમકે એની આ પ્રકારે બદનામી ન થાય ત્યાં સુધી ભારતી એનો તિરસ્કાર નહિ કરે."

"અને તારી તરફ એ ઝાંખીને જુએ પણ નહિ!" મનોજે ટકોર કરી.

"ત્યારે તો એમ કહે ને કે, ભારતી તને કોઠું નથી આપતી એનું વેર તું અજિત ઉપર લે છે?" દીપક ગંભીર વદને બોલ્યો.

"મારી અને ભારતીની વચ્ચે આવવાનો એ છોકરીને કશો જ હક નથી. હજી જો એ સમજીને અળગો નહિ થઈ જાય, તો હું એની એવી તો દુર્દશા કરીશ કે એ યાદ કરશે, સમજ્યો દીપક?"

"તારા જેવા વિદ્યાર્થીને એ છાજતું નથી." દીપકે જરા દમામથી કહ્યું.

"તું પણ અજિત જેવો વેદિયો જ છે ને..." સુરેશે સીધો ઘા કર્યો.

"વેદિયો નહિ કવિ!—ના, ના. કવિરાજ!" બીજો બોલ્યો.

"કવિતા કરવી એટલે ભૂખભેળા થવું..." ત્રીજાએ ટકોર કરી.

"એની તે કવિતા? એ તો જોડકણાં?" ચોથાએ ટીકા કરી.

"તું એવાં જોડકણાં જોડી તો બતાવ." દીપકે પોતાના કવિપણાનો બચાવ કરતાં પ્રહાર કર્યો.

"મર્દ માણસો કવિતા કરતા નથી." સુરેશ બોલી ઉઠ્યો. "એ કામ તમારા જેવા છોકરી-જુવાનોને સોંપ્યું!"

અને બધા ખડખડાટ હસી પડ્યા.

દીપકને એ હાસ્ય કારી ઘા સમું લાગ્યું: "સુરેશ, જરા મોં સંભાળીને બોલ."

"નહિ તો? પેલા વેદિયાની વહાર કરીશ તું? બોલ, બોલ, શું કરી નાખીશ? જા તારાથી થાય તે તું કરી લેજે!" સુરેશે ચ્હાના ટેબલ પર હાથનો પંજો પછાડીને કહ્યું.

"સુરેશ, વધારે પડતું અભિમાન સારૂં નહિ." દીપકે ગંભીર બનીને શીખામણ આપી.

"જા, જા, તારા જેવા બહુએ જોયા ! તારાથી થાય તે કરી લેજે."

"સુરેશ, આટલો મિજાજ ?"

"હા, હા, એક વખત નહિ ને હજાર વખત !"

"જોઈ લેજે ત્યારે ! તારી 'ચેલેન્જ' ઉપાડી લઉં છું."

અને દીપક ચોપડાં ઉપાડીને ચાલતો થયો. એને જતો જોઈ ને બાકીનાઓ માત્ર હસ્યા.

'મ—ગ—ત—રૂં !' સુરેશ બબડ્યો.

દીપક અને સુરેશ એક જ વર્ગના વિદ્યાર્થીઓ હતા. દીપક કવિતા રચતો એથી કૉલેજમાં એ 'કવિરાજ' તરીકે ઓળખાતો.

આ કવિરાજ ભારતીના સૌન્દર્યના છૂપા પૂજારી હતા. એમણે છાની છાની કવિતાઓ રચી: એમાં ભારતીને પ્રેમનીદેવી કલ્પી, એના પૂજક તરીકે પોતે અર્ધ્ય અર્પ્યો હતો ! જ્યારે જ્યારે દીપક એકલો પડતો ત્યારે એ જ કવિતાઓ ગણગણતો !

દીપકને અજિત માટે ખાસ લાગી આવ્યું ન હતું. ભારતી ઉપર પરોક્ષ ઉપકાર કરવા માટે જ એણે સુરેશ સાથે જમાવી હતી. જો ભારતીનું નામ વચ્ચે આવ્યું ન હોત, તો સુરેશ તરફથી અજિતના થતા ઉપહાસમાં એ ખુશીથી ભાગીદાર બન્યો હોત !

એક દિવસ દીપકે 'મારે આપની સાથે અત્યંત ગુપ્ત ગોઠડી કરવાની છે અને તે આપના જ લાભની છે.' એમ કહી, ભારતીને મળવાની તક ઝડપી લીધી. અને કવિત્વમય બાનીમાં, એણે સુરેશ સાથેના પોતાના ભારતીના પક્ષકાર તરીકેની વાત બહેલાવીને કહી. ત્યારે એણે એમ જ માની લીધું હતું કે 'આ સ્ત્રીદાક્ષિણ્યભર્યા

પરાક્રમની કથાનું શ્રવણ કરતાં જ, ભારતીના હૈયામાંથી મારા તરફ અનુરાગની સહસ્ત્ર સહસ્ત્ર સરવાણીઓ વહેવા લાગશે !'

પરંતુ ભારતીએ તો એમની આ સ્વયંસેવા સારૂ ઉપકારનો એક અક્ષર સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ. એણે તો બરફની ટાઢાશથી ગંભીર વદને કહી નાખ્યું: "મિ. દીપક, તમારે આને માટે મને મળવાની તસ્દી લેવાની કશી જ જરૂર નહોતી. તમારી, સુરેશની કે અજિતની અંદર અંદરની ગોલાલડાઈ સાથે મને જરાએ નિસ્બત નથી. તમારે લડવું હોય તો અંદર અંદર લડી મરો ! હિંદુસ્તાનના વેવલા છોકરાઓથી બીજી ધાડ પણ શી મારી શકાય એમ છે ?... "

"પરંતુ આ કંઈ મારી લડાઈ નહોતી. એતો સુરેશ વિના કારણે જ્યારે તમારા સંબંધમાં......"

"મિ. દીપક, મારે વિશેષ કંઇ સાંભળવું નથી. મારા બચાવનું કામ મેં તમને કયે દિવસે સોંપ્યું હતું ? મારા હાથ અને જીભ પૂરતાં મજબૂત છે, તમારી સ્ત્રીસન્માનની વાતો પણ જેને સાંભળવી ગમતી હોય તેની આગળ કરજો. ખબરદાર, આજ પછી મારૂં નામ લીધું છે કે મને ખાનગી રીતે મળવા આવ્યા છો તો ! જાણો છો, મારા પિતા મુષ્ટિમલ્લ છે અને એ કળા થોડી ઘણી તો હું પણ જાણું છું !"

ભારતી જ્યારે એ શબ્દોના તણખા મુખમાંથી વેરતી હતી ત્યારે એની આંખોમાં વીજળી પટા ખેલી રહી હતી. એ જોતાં જ કવિરાજની સ્ત્રીસન્માનની ભાવના, સૂર્ય પાસેના બરફની માફક ઓગળી ગઇ: એમના હૈયે કવિતાની ચડેલી ભરતી એકાએક ઓસરી ગઇ અને એમણે વ્યવસ્થાપૂર્વક પીછેહઠ કરી !

ભારતીથી દૂર-સુદૂર ગયા પછી એમના માથામાંથી શિઘ્ર કવિતા ટપકી જીભને ટેરવે બેસી ગઈ.

કવિરાજ જતાં જતાં ગાવા લાગ્યા:

"તું ભારતી કે ચંડિકા......"

## નૃત્યાલયમાં

કવિરાજ દીપક રસ્તે ચાલતાં સૂઝી આવેલી કવિતાની પંક્તિઓ ખિસ્સાબૂકમાં ટપકાવતો, કવિતા ગણગણતો જતો હતો, તે વ્યાયામમંદિરનું પાટિયું વાંચી રહેલા અજિત સાથે અથડાઈ પડ્યા !

"એ...ઈ...ઈ... !" અજિત આગળ બોલવા જતો હતો, એટલામાં દીપક એને બંધ્યો :

"ઓહો ! શ્રીયુત અજિતકુમાર કે ?'

"આપ ! કવિરાજ દીપક ? રસ્તામાં કવિતા સ્ફૂરી હશે ?"

"અને તમે ?"

"મારો વિચાર વ્યાયામમંદિરમાં જોડાવાનો છે. પેલું સામે છે ને ?"

"માફ કરજો હો, હું જરાક આટલી અધૂરી પંક્તિ પૂરી લખી લઉં !"

"ખિસ્સાનોંધને સાચવીને ગજવામાં મૂકીને દીપક નવેસરથી મળતા હોય તેમ, અજિતનો હાથ પકડી તે હલાવતાં

કહ્યુંઃ "હાઉ ડૂ યુ ડૂ?"–અરે હાં, શ્રીયુત અજિતકુમાર, તમે શું કહેતા હતા?"

"ટૂંકામાં એટલું જ કે, મારો વિચાર વ્યાયામશાળામાં જોડાવાનો છે. માનવી માત્રને કસરતની જરૂર છે. જેને સુદૃઢ શરીર-વાળા બનવું હોય તેણે કસરત તો કરવી જ જોઈએ. પરંતુ ઘરમાં મને વડીલો વ્યાયામ કરતાં વારે છે......"

"જરા ધીમે." દીપકે પોતાના ડાબા હાથનો પંજો ચતો કરી જમણા હાથે એક એક આંગળી પકડી પકડીને કહેવા માંડયું. તમારે કસરત કરવી છેઃ એક, તેમાં વડીલો વિઘ્ન નાખે છેઃ બે, તેથી તમે વ્યાયામ શાળામાં જોડાવા ઇચ્છો છોઃ ત્રણ! હં...પરંતુ કારણ વિના કોઈ પણ કાર્ય સંભવતું નથી—જેમ અલંકાર વિના કવિતા ન સંભવે તેમ. તમારા આ વિચારનું કારણ?"

"દીપક, મારે મર્દ બનવું છે."

"હં, કેમકે તમારે મર્દ બનવું છેઃ નંબર ચાર! બરાબર, તમારે મર્દ બનવું જ જોઈએ. દેશના, હરેક નવજુવાને મર્દ બનવું જોઇએ. એના વિના સુરેશ જેવાઓની સાન ઠેકાણે લાવી શકાતી નથી. કેમ ખરું ને, શ્રીયુત અજિતકુમાર?"

"ખરી વાત."

"પરંતુ મર્દ બનવા માટે કસરત જ કરવી જોઈએ એ તમને કોણે કહ્યું? કસરત કરવાથી માત્ર સેન્ડો જેવું શરીર બને પણ તેથી કંઈ માણસ મર્દ બનતો નથી. જુઓ શ્રીયુત અજિતકુમાર! તમારે સુરેશ સાથે મેળ નથી, હવે મારે પણ એની સાથે અણગનાવ થયો છે. અર્થાત્ જ શત્રુના શત્રુ તે સ્વાભાવિક મિત્ર ઠર્યા! એવા મિત્ર તરીકે તેથી હું તમને સલાહ આપું છું કે મર્દ બનવા માટે માણસે હિંમત કેળવવી જોઈએ."

"પરંતુ એ હિંમત..."

"...કેળવવાની પણ કળા છે. એ કલામય રીતે હસ્તગત કરવી જોઈએ. તે માટેના એક સુયોગ્ય સ્થળની મને જાતમાહિતી છે. ચાલો, ચાલો, હું તમને હમણાં જ ત્યાં લઈ જાઉં."

દીપકે હાથ પકડીને અજિતને ખેંચ્યો.

રસ્તામાં કવિરાજ કવિતા ગણગણવા લાગ્યા :

વિરાટ કાયા, વપુ વજ્ર જેવું,
વિદ્યુતરેખા નયને ઝબૂકે;
સ્કંધે ભર્યાં સિંહતણાં બળો, ને–
પ્રતાપી હૈયું નરપુંગવોનું.

"દોસ્ત, અજિત ! સમજ્યો ?"

"શું ?" વિચારગ્રસ્ત અજિતે એકાએક સ્વપ્નભંગ થતાં જાગૃત થતા માનવીની રીતે પૂછ્યું.

કવિરાજે અત્યાર પહેલાં જે કાવ્યપંક્તિઓ ગણગણી હતી તે મોટેથી ગાઈ બતાવી. "બોલ તને એવા નવજુવાન થવું ગમે ?"

"મારે એવા જ બનવું છે. 'વપુ વજ્ર જેવું,' બસ, એવાજ."

"શ્રીયુત અજિતકુમાર ! તને આ કાવ્યપંક્તિઓ ગમી ?" કવિરાજે હર્ષોન્માદથી પૂછ્યું.

"સુંદર છે."

"સુંદર ? અરે, અદ્‌ભૂત છેઃ અપૂર્વ છે ! અજિતકુમાર પોતાની નજીકના માનવીનાં મૂલ્ય કોઈ પણ યુગમાં ઓછાં જ અંકાય છે. બાકી, આવા ભાવવાળી કાવ્યપંક્તિઓ ભૂતકાળમાં કોઈએ રચી નથી, વર્તમાનમાં મારા સિવાય બીજું કોઇ રચી શકે તેમ નથી અને ભવિષ્યમાં કોઈ રચવાનું પણ નથી—

"એકદર ગુજરાત આ ના, મૂલ્ય આંકે દીપકનાં !" દીપકે લટકા સાથે ગાઈ નાખ્યું !

"તું કવિતા રચે છે, ઘડે છે કે બનાવે છે ?" અજિતે ગંભીર વદને પૃચ્છા કરી.

"હું ? હું તો ચપટી વગાડું ને કવિતા બની જાય. જોજે હોં." કવિરાજ એક વિપલ મનમાં ગણગણ્યા અને બોલી ઉઠ્યા. "સાંભળ ત્યારે :

સનમનો વસ્લ કે ખંજર,
દિલે અરમાન એ છે:
તમન્ના પ્યારની ખાતર,
થવું કુરબાન એ છે!

આ છે કંથારિયાની ઢબની ગઝલ. હવે સાંભળજે ગોવર્ધનરામ ઢબની કવિતા—

પ્રતિપળ સધવાને, નેત્ર વ્હે ખારૂં પાણી,
જીરણ શીરણ સાડી, ખૂબ ભિંજાય તેથી;
ગૃહિણીપદ તજીને, તેથી એ બાઈ ભોળી,
નિજ તન અતિ કષ્ટે, અગ્નિને અર્પી દે છે!

અને હવે ગુજરાતના લાડિલા કવિની ઢબનું ગીત પણ સાથે સાથે સાંભળી લે—

હું તો વીજળીની વેલડીએ ધાતી:
વ્હાલમની વાટ જોતી!
ભમું રજની ભર ચંદની વેરાતી:
વ્હાલમની વાટ જોતી!
હું તો ઘૂમી વસંત કુંજ કુંજે..."

"કવિરાજ, કવિરાજ ક્ષમા કરો! પેલા ચૂંદડી કાઢનારાઓના મુખમાંથી જેમ કંકુના ઢગલે ઢગલા નીકળે છે, તેમ આપના મુખરૂપી ગોખલામાંથી કવિતાઓના ઢગલે ઢગલા બહાર પડવા લાગ્યા!"

અજિત જેવો ગંભીર જુવાનિયો પણ કંટાળીને બોલી ઉઠ્યો.

કવિરાજ એ સાંભળીને રસ્તે ચાલતાં ચાલતાં એકદમ થંભી ગયા અને કકળી ઊઠ્યા: "શ્રીયુત અજિતકુમાર! તમારે સ્થાને અ-

ત્યારે કો અન્ય ગમારે કવિતાદેવિની આ પ્રકારે ઉપેક્ષા કરી હોત, તો હું એને બ...રા...બ...ર દેખાડી આપત..."

"...પરંતુ આપણે બન્ને તો હવે મિત્ર બન્યા છીએ..."

"માટે જ. અને વળી મેં મિત્રભાવે તમારી વતીથી એક પ્રકારના કર્તવ્યનો બોજો ઉપાડયો છે–અથવા કહો કે તમે મને મિત્ર માનીને એક કામ સોંપ્યું છે. તેથી, મહાકવિ કાલિદાસે પણ કહ્યું છે કે: 'યાચ્ના, ભૂંડી નિચની ફળદા, વ્યર્થ સારી ગુણીની' એ પ્રમાણે હું તમારૂં કાર્ય પૂર્ણ કરવા કટિબદ્ધ બન્યો છું."

"ઉપકાર આપનો કવિરાજ!"

દીપક તે પછી અજિતને લઈને એક નૃત્યકલામાં ગયો. દાદર ચઢતાં જ તાલબદ્ધ ઘુઘરીના ઝંકાર શ્રવણે પડયા. દીપકે તે તરફ અજિતનું ધ્યાન દોરીને કહ્યું: "આનું નામ સંવાદી, તાલબદ્ધ કલા. આવા વાતાવરણમાં ગમે તેવા કાયર માનવીઓ પણ મર્દ બની જાય અજિતકુમાર!"

નૃત્યાલયમાં લાંબાલાંબા વાળવાળા છોકરાઓ અને ટૂંકા કેશવાળી છોકરીઓનો મિશ્રનાચ થઈ રહ્યો હતો. અજિતને એ જોતાં જ ગમી ગયું. ત્યાંનું વાતાવરણ એની સ્વભાવજન્ય પ્રકૃતિને અનુકૂળ લાગ્યું. અને એના હૈયામાં આ કલાદ્વારા હિંમત કેળવવાનો કીમિયો અજમાવવાની અભિરૂચિ જાગી.

દીપક એ નૃત્યાલયના વ્યવસ્થાપક શ્રી અચળશંકર ઘોષને પિછાનતો હતો. એણે અજિતનો પરિચય કરાવતાં, અહીં આવવાનો હેતુ પણ જણાવી દીધો.

એટલે ઘોષબાબુએ સસ્મિતવદને નમસ્કાર કરીને કહ્યું: "અજિતકુમાર, હિંમત મેળવવા, કેળવવા તેમ ખીલવવા માટે નૃત્ય

એ જ મહાનમાં મહાન યોગ છે. પ્રાચીનકાળના મહાપુરુષોએ મિશ્ર-નૃત્યદ્વારા જ વિશ્વવિજેતા બનવાના સફળ પ્રયોગ અજમાવ્યા હતા. માટે આપ અમારે ત્યાં નિયમિત આવતા જાઓ. અમારે ત્યાં ઝાઝું ખર્ચ પણ નહિ થાય..."

"વળી અહીં હાથ પગ તૂટવાનો યે ભય નથી. એટલે વડીલોનો પણ વાંધો નહિ નડે." દીપકે ખૂટતું હતું તે પૂરું કરી આપ્યું.

"તમો બન્નેની વાત ને સલાહ બરાબર છે." અજિત એમ કહીને સંમત થયો.

અને હિંમત કેળવવા એ નૃત્યાલયનો શિષ્ય બન્યો !

પત્ર વાંચીને ગોપાળદાદા દિગ્મૂઢ જ બની ગયા. અત્યાર સુધીમાં પાંચેક વખત એમણે અજિતના એ પત્રનું અધ્યયન કરી નાખ્યું હતું. એનો એકેએક અક્ષર સુદ્ધાં એમને મુખપાઠ થઈ ગયો હતો.

દિવસે એમની પાસે કોઈ ને કોઈ બેઠું જ હોય. એટલે ટપાલી તરફથી એ પત્ર મળ્યો ત્યારે દાદાજીએ ઝડપથી નજર ફેરવી લઈને એને બાજુ પર મૂકી રાખ્યો હતો. રાત્રે એકાંત મળતાં જ એમણે ધ્યાનપૂર્વક એનું અધ્યયન કર્યું.

જાનકીજીને અશોક વાટિકામાં કેદ પૂરાયેલાં જોઈને અંજનિસુત હનુમાનજીને થયો હતો, એવો ક્રોધ અજિતનો પત્ર વાંચ્યા પછી ગોપાળદાદાને પોતાના જયંતિ પર થયો.

પાંજરામાં પૂરાયલા સિંહની માફક ગોપાળદાદા કાશીના મકાનની બેઠકમાં આંટા મારી રહ્યા હતા—અકળાયલા અને વ્યાકુળતાથી ઘેરાએલા !

એમણે અજિતનો પત્ર ગાદી પરથી લીધો અને છઠ્ઠી વખત વાંચવા લાગ્યા:

" પરમપૂજ્ય દાદાજી,

અતિશય મૂંઝવણ પછી, ખૂબ ખૂબ વિચાર કર્યા બાદ, આપ વડીલશ્રીને આ પત્ર લખું છું. આપે તો ઘણા કાળથી કાશીનિવાસ કર્યો છેઃ આપનાં દર્શન કરે ઘણાં વર્ષ વીતિ ગયાં છે. છતાં હમેશાં હું આપની છબી સમક્ષ બેસીને દર્શનાતુર નયનોને તૃપ્ત કરૂં છું.

પૂજ્યશ્રી, આપ મને રમાડતા, ઘોડો ઘોડો હું બોલતો, તમે ચાર પગના ઘોડા જેવા બની મને પીઠ પર બેસાડતાઃ હું દોરીનું ચોકઠું બનાવી ઉપર બેસતો ને ચાબુક ચમકાવતો એનું મને ઝાંખું ઝાંખું સ્મરણ છે.

મેં સાંભળ્યું છે, બાપુજી, બા અને બીજાં સહુ કહે છે કે "ગોપાળદાદા વૃદ્ધાવસ્થા છતાં પહેલવાનોને ય મલ્લકુસ્તીમાં પછાડી નાખે છેઃ એમણે કસરતથી શરીરને પોલાદ જેવું બનાવી દીધું છે અને ઘરડપણને મારી હઠાવ્યું છે.'

બાને બાપુજી ખાનગી વાતો કરતાં હોય, ત્યારે એમ કહેતાં સાંભળ્યું છે કેઃ ' દાદાજીની ઈચ્છા અને આગ્રહ છે કે આપણા અજિતને પણ મલ્લકુસ્તીમાં પાવરધો, વ્યાયામવિશારદ તેમ જ મુક્કામલ બનાવવો !' અને તેથી બાપાજી આપને પત્રોદ્વારા મારી કસરતી તાલીમની અનેક પ્રકારની માહિતી આપતા રહે છે!

વડીલશ્રી, જેમ કોઈની વાત છૂપી રીતે સાંભળવી એ પાપ છે, તેમ એકની વિરૂદ્ધ ગુપ્ત રીતે બીજાને ભંભેરણી કરવી એ પણ પાપ છે, એ હું જાણું છું. ઉપરાંત આ પત્ર તો હું મારાં માતા-પિતાની સામે ફરિયાદ રૂપે આપને લખી રહ્યો છું!

પરંતુ દાદાજી! મારો એકે ઉપાય ન ચાલ્યો, હું ખૂબ અકળાયો, ત્યારે ન છૂટકે મારે આપને તસ્દી આપવી પડી છે.

બા અને બાપાજી મને કોઈ જાતની કસરત કરવા દેતાં નથીઃ જેમાં જરા જેટલું પણ જોખમ કે સાહસ હોય એવી એકે રમત

રમવા દેતાં નથીઃ મને છેક નાજુક બનાવી દીધો છે. દાદાજી! કહેતાં શરમ આવે છે, પણ કોલેજમાં કેટલાક ટીખળી છોકરાઓ મને છોકરી છોકરી કહીને ચિડવે છે અને એમની સામે થવાની મારામાં હિંમત ન હોવાથી કોલેજકન્યાઓ પણ મારી મશ્કરીઓ કરે છે!

એથી મેં વ્યાયામ કરવાનો નિર્ણય કર્યો, પરંતુ બા ને બાપાજી 'હાથ પગ ભાગી જાય' એવી ધમકી આપીને મને કોઈ પ્રકારની કસરત કરવા દેવાં નથી! હવે મારે શું કરવું?

આતો બધું ઠીક; પણ આપની તરફથી અહીં કાશીના એક પંડિત વિશ્વંભરનાથ આવેલા, એમની આગળ પિતાજીએ મારે વિષે કેવળ ગપ્પાં જ માર્યાં હતાં. હું કોઈ સમર્થ પહેલવાન અને મહાન ખેલાડી હોઉં એવી એવી વાતો કરી હતી. પરંતુ પંડિતજીએ પાછળથી મને જોયો હતો, એટલે એમણે આપને વાત તો કરી હશે જ.

એમની સાથેની પિતાજીની વાતો પરથી મને સમજાયું છે કે, એ આપની સાથે પણ છેતરપિંડી ચલાવી રહ્યા છે. અને મારા કહીને કોઈક ભળતા જ ફોટોગ્રાફ્સ આપને મોકલી રહ્યા છે!

દાદાજી! મારે હવે માયકાંગલા રહેવું નથીઃ ખરેખરા મર્દ બનવું છે. પણ પિતાજી મને કોઈ રીતે મારું ઈચ્છિત સાધવા દેતા નથી. હવે મારે શું કરવું? મારી આ મૂંઝવણ માત્ર આપ જ ટાળી શકો એમ છે.

લિ૦

આપનો છોરૂ

અજિતના પ્રણામ"

દાદાજીએ એક એક અક્ષર ચીપી ચીપીને વાંચ્યો. એમની આંખોમાં જળઝળિયાં આવી ગયાં.

"જયંતિના મોસાળના સંસ્કાર ન ગયા—પણ દીકરો થઈને બાપને આ રીતે ઠગે?...વિશ્વંભર તો કહેતો જ હતો, કાશીના પંડિત આગળ મારે તો શરમાવાનું થયું ને? નહિ, નહિ, જો હું મારા જ

પૌત્રને માયકાંગલો રહેવા દઉં તો મને બીજાને ઉપદેશ આપવાનો કંઈજ હક નથી. એ દંભ છે, આત્મછળ છે! હે વિશ્વેશ્વર!"

આમ ચિંતા કરતા ગોપાળદાદાએ અજિતને કૉલેજને શિરનામે પત્ર લખ્યો.

પરંતુ મોડી રાત સુધી એમને ઊંઘ ન આવી. એમને જયંતિની આ પ્રકારની રીતભાતથી ઘણું જ લાગી આવ્યું હતું. એટલે એમનાથી એ જ વખતે પુત્ર ઉપર પત્ર લખ્યા વિના ન રહેવાયું.

ગોપાળદાદાએ પત્ર બીડીને શિરનામું કર્યું ત્યારે એમને નિરાંત વળી. એ જ વખતે એ બહાર નીકળ્યા. બન્ને પત્રો સાચવીને ટપાલ પેટીમાં નાખ્યા અને ઘેર આવ્યા ત્યારે ઘડિયાળમાં ત્રણ ટકોરા પડ્યા!

# સુરેશનાં તોફાન

દીપકે મ્હાવરમાં સુરેશને યુદ્ધનું નોતરું ઝીલ્યાનો પડકાર તો આપ્યો, પરંતુ કવિતાઓનું કારખાનું મસ્તિષ્કમાં ચાલવા માંડયું અને પડકારની વાત એ વિસરી ગયો !

છતાં સુરેશ એવી વાત વિસરી શકે તેવો નહોતો.

"સા—ળું પામર જં—તુ ! મને એ પડકાર આપી જાય ?"

દીપક જેવો વિદ્યાર્થી, બીજા ચાર વિદ્યાર્થીઓની હાજરીમાં શબ્દોથી યે સુરેશનો સામનો કરે, એ બની જ ન શકે ! વિદ્યાર્થીઓમાં પણ વર્ણભેદ પડી જાય છે. ગુણકર્મનો સમાજના મોવડીઓ વર્ણ ઠરાવવામાં ભલે સ્વીકાર કરતા ન હોય, છતાં એ ભેદ વ્યવહારમાં અનિવાર્ય બની જાય છે. ક્ષત્રિયોમાં પણ કેટલાક બ્રાહ્મણ કે વૈશ્ય જેવા સ્વભાવના હોય છે અને બ્રાહ્મણોમાં કેટલાકનાં ગુણકર્મ અતિશૂદ્ર સમાં હોય છે. કોલેજમાં સુરેશ લડવૈયો ગણાતો: એ પોતાને બહાદુર માનતો હતો. એટલે દીપક ને અજિત જેવા વિદ્યાર્થીઓ બને ત્યાં સુધી એનાથી અલગ રહેતા.

માનવીની બહાદુરીના ચે પ્રકાર હોય છેઃ કોઈની બહાદુરી સિંહની માફક અનિવાર્ય જરૂરના સમયે જ ઝળકી ઊઠે એવી હોય છે, કોઈની અતિ સંયમવાળી નહિ છતાં વિવેકાવિવેકના ભાનવાળી વાઘ જેવી હોય છે, તો કોઈની દીપડા, ચિત્તા કે વરૂની માફક વિના કારણે પણ છલકાઈ જતી અને વારંવાર દેખાડો કરનારી હોય છે. સુરેશની બહાદુરી છેલ્લી કક્ષાની હતી. તેથી કેટલાક વિદ્યાર્થીઓ પીઠ પાછળ એને 'ઊજળો ગુંડો' કહેતા.

જે એનો મિત્ર નહિં તે બધાને એ શત્રુ ગણતો. મિત્ર બનનારે એની હા માં હા મેળવવી જ પડતી. પ્રકૃતિએ જ સુરેશ આપખુદ સરમુખત્યાર હતો. એનાથી દીપક જેવા સામર્થ્યવિહોણા જુવાનની તુમાખી શે સહી જાય ?

હમણાં હમણાં અજિત અને દીપક વચ્ચે દોસ્તી જામી હતી, એટલે એક જ ઘાએ બેઉ દુશ્મનો પર પ્રહાર થઈ શકે એવી તદબીર સુરેશ શોધી રહ્યો હતો.

એની ટોળકીના વિદ્યાર્થીઓ વચ્ચે તો એ ગૌરવથી કહેતોઃ "જોજો ને આ સુરેશના સપાટામાં એ અજિત વેદિયો, દીપક કવિ અને સહુને બાળતી અને કોઈને ઠારતી એવી એ ભારતી કેવાં ફસે છે તે !"

સુરેશ ખૂબ હંસીલો હતો. મધ્યમવર્ગનો, વિધવા માતાનો એકનો એક પુત્રઃ એટલે નાનપણમાં મોઢે ચડાવેલો તો હતો જ. તેમાં વળી કુળવાન કુટુંબમાં જન્મેલો, અને મેટ્રિક સુધી પહોંચેલો, એટલે એક શ્રીમંત વેપારીએ સારી જેવી પહેરામણી આપીને, પોતાની એકની એક પુત્રિ માટે ખરીદેલો, તેથી મોંઘા રત્નની માફક એને સાચવીને રાખતા એટલે એ ફાટીને ધુમાડે ગયો હતો !

સુરેશના સસરા ચીનુભાઈ મુંબઈમાં મીલ સ્ટોર્સ ઉપરાંત બીજા પણ બે ત્રણ ધંધા કરતા હતા. માર્કિટમાં એમની કાપડની

દુકાન હતી, માંડવી પર રંગની દુકાન હતી, તે ઉપરાંત એમની આડતની એક પેઢી ચાલતી હતી. એટલે જમાઈને આગળ વિદ્યાભ્યાસ માટે મુંબાઈ લાવ્યા, ત્યારે સસરાનો વૈભવ જોઈ સુરેશ વધારે ગર્વિષ્ઠ બની ગયો.

એની પત્ની સુરેખા મેટ્રિકના જ વર્ષે હાઈસ્કૂલમાંથી ઊઠી ગઈ હતી. વખત છે ને સારો કેળવાયલો વર ન મળે તો વધારે ભણાવેલી દીકરી દુખી થાય, એવા વિચારથી ચીનુભાઈની પત્ની સવિતાએ એને આગ્રહપૂર્વક નિશાળ છોડાવી હતી. ચીનુભાઈએ કુલીનોને ત્યાં વરાવેલી ન્યાતની અને કુટુંબની કન્યાઓને વિતેલાં કારમાં વિતકોને યાદ કરીને, સવિતાની શિખામણ સ્વીકારી : એવામાં જ સુરેશ જેવું રત્ન એમને સાંપડ્યું હતું !

તેથી સુરેખાની આગળ અભ્યાસ કરવાની હોંશ, કૂવાની છાયાની માફક મનની મનમાં જ સમાઇ ગઇ: છતાં પણ સુશિક્ષિત પતિની પત્ની બનશે એવી આશામાં એ સંતોષ માની લેતી હતી.

સુરેખા શાંત સ્વભાવની, હસમુખી અને સુશીલ હતી. પારકે ઘેર જઈને દીકરી દુઃખી ન થાય એ રીતે જ સવિતાએ એને ઉછેરી હતી. સુરેશ જેવો જમાઇ મળવાથી માતાને સંતોષ હતો.

સુરેશ દેખાવડો, તંદુરસ્ત, ભણવામાં હોંશિયાર અને ચાલાક હતો. સસરાને ઘેર સાધન, સગવડ અને સમૃદ્ધિ જોઈએ તેટલાં મળી રહેતાં. પરંતુ આ બધી સરળતા અને સગવડો એ સુરેશમાં નવી જ ખુમારી જન્માવી. વિધવાનો લાડઘેલો અને કુળના અભિમાને ગર્વઘેલો તો એ હતો જ. તેમાં શ્રીમંત સસરો અને સંસ્કારી તેમજ સૌન્દર્યવાન પત્ની મળી ગયાં, તેથી એનામાં તુમાખી વધતી ગઈ.

પુત્ર કરતાં પણ જમાઈને માટે સસરાના ઘરમાં વધુ કાળજી રખાતી, એને જોઈએ તેટલા પૈસા વાપરવા માટે મળતા; એટલે એની પાછળ ખુશામત કરનારાઓની ટોળી જામી હતી. એમના જોર ઉપર એ ઝૂમતો. આવા ખુશામતખોરાઓ એને કોલેજ

બહારની દુનિયા દેખાડવા પણ લઈ જતા : ત્યાં એને ચંદૂ નામના જુવાનની ઓળખાણ થઈ.

ચંદૂ મુંબઈની કાળી દુનિયામાં નામચીન બનતો જતો હતો. એની ઓથ મળવા પછી સુરેશ મારકણી દુનિયાના માનવી તરીકે, ધીરે ધીરે, પલટાતો જતો હતો.

હજુ સસરાના ઘરમાં સુરેખા સિવાય એનાં આ પરાક્રમોની કોઈને ઝાઝી જાણ થઈ નહોતી. સુરેખા પણ કોઈ રાત્રે એનું મોં ગંધાતું હોય; ઘણી વખત એ સિનેમાને બહાને મોડો ઘેર આવતો હોય; વારંવાર એ ખાનગી રીતે પૈસાની માગણીઓ કરતો હોય તે પરથી એનાં લખ્ખણની થોડી ઘણી પરીક્ષા કરી શકી હતી. છતાં સસરાના ઘરમાં રહેતા પતિની આબરૂ સાચવવા માટે એ ખૂબ સાવધાન રહેતી.

પહેલી વખત એ દારૂ પીને ઘેર ગયો ત્યારે એના મોંમાંથી નીકળતી બદબોથી સુરેખા કંપી ઊઠી હતી. એણે હાથે પગે લાગીને આવી લત છોડી દેવા એને વિનવ્યો હતો.

“તારા સમ હવે કદી પણ એનો સ્પર્શ કરું તો!” સુરેશે સુરેખાના ગળે હાથ મૂકીને એવી ખાત્રી પણ આપી હતી.

પરંતુ ચંદૂના ચક્કરમાં ફરયા પછી એને અનેક વખત શરદી થઈ જતી અને દાક્તરના કહેવાથી ‘માત્ર છાંટો’ એને લેવો પડતો!

કોઈ કોઈ વખત કોલેજ કન્યાઓના રૂપની વાતો પણ એ સુરેખાને કહેતો. અને બેચાર રૂપસુંદરીઓનાં નામ લઈને ગર્વથી જણાવતો: “દીવાની પાછળ પતંગિયાંની માફક એ બધીઓ મારી પાછળ ઘેલી બની જાય છે. પણ હું એમનાથી દૂરને દૂર જ રહું છું! મારી સુરેખા સુંદરતામાં એમનાથી કયાં ઊતરે તેમ છે?” એમ કહી તે એને ચુંબન કરતો અને એને પ્રેમરસે ભીંજવી નાખતો.

આમ બધી બાબતમાં સુરેશ નટખટ બનતો જતો હતો. એની ખાત્રી તો તેને પણ પોતાનાં પ્રતિપક્ષીઓ સામે એણે જાળ બિછાવી નવાં તોફાનો શરૂ કર્યાં ત્યારે જ થઈ!

ભારતીએ અજિત સાથે અબોલા લીધા હતા, છતાં અજિતને એ તિરસ્કારતી નહોતી, તેમ એને વીસરી પણ ગઈ નહોતી.

કૉલેજમાં અજિત પ્રથમ પંક્તિનો વિદ્યાર્થી હતો: પરંતુ એ પુસ્તકીઓ કીડો બની ગયો હતો. તેથી સુરેશ જેવા વિદ્યાર્થીઓને એનાં ટીખળ કરવાની તક મળતી.

અજિત હૃદયનો અતિ ભોળો હતો : એટલે દુનિયાને ઓળખી શકતો નહિ. "કોઈ એને શા માટે બનાવે? એથી એને શું લાભ થાય?—મારી સામે કોઈને દુશ્મનાવટ રાખવાનું કારણ જ શું હોય?—જો હું કોઈને દુશ્મન ગણતો કે માનતો નથી, તો બીજું કોઈ મને દુશ્મન ગ...ણે...જ શા માટે?"

ભારતી એને સુરેશ જેવાઓથી સાવધાન રહેવાનું કહે ત્યારે તે આવી દલીલો કરતો!

૧૩ કંટાળીને ભારતી એને સમજણ પાડતી: "તારી વિદ્વત્તા

માટે મને માન હોય: તારી પાસેથી મને કંઈ શીખવા મળશે એવી મારી ખાત્રી હોય: તું સજ્જન છે એમ મારું દિલ કહેતું હોય: તેથી, હું તને કંઈક પૂછવા આવું, તારી પાસે કંઈ શીખવા માગું અથવા તારી સિદ્ધિઓથી મને આનંદની લાગણી થાય; તેથી પણ સુરેશ જેવા છોકરાઓ તારો વિરોધ કરે!"

"પરંતુ એમ કરવાનું કારણ શું?"

"અજિત એટલુંએ નથી સમજતો?"

ખરેખર તે એટલું તો શું પણ એ બાબતમાં જરા પણ સમજતો નહોતો.

એથી ભારતી મનમાં ને મનમાં બડબડતી: "કેટલો ભોળો, કેવો નિર્દોષ છે આ? પુષ્પધન્વાનું ચિત્ર પણ આણે જોયું નહિ હોય, કદાચ!" છતાં બહારથી તે એની ઉપર ચીડાતી.

આવી જ વાતોથી એક દિવસ અકળાઈને ભારતીએ એને જ પૂછ્યું હતું: "અજિત, આટલા બધા છોકરાઓ કોલેજકન્યાઓ પાછળ લટૂકતાં કરતા કેમ રખડતા હશે?"

"કોણ જાણે? એમને વાંચવાનું ગમતું નહિ હોય, તેથી..."

"તને ખબર છે કે સુરેસ મારી સાથે હસીને વાતો કરવા કેટલાં વળખાં મારે છે?"

"ત્યારે તું એની સાથે વાતો કેમ કરતી નથી?"

"કેમકે એ સારો છોકરો નથી...અજિત મને તો તારી સાથે વાતો કરવી બહુ ગમે છે..."

"એમ તો કંઈ વાંચવાનું ન હોય તો મને ય તારી જ સાથે વાતો કરવાનું મન થાય છે..."

"માનવજીવનમાં વાંચવા અને પરીક્ષાઓ પાસ કરવા પછી પણ બાકી ઘણું કરવાનું રહે છે. અજિત! માનવી મુક્તિ મેળવવા સારૂ વિદ્યોપાર્જન કરે છે: વિદ્યા એટલે મુક્તિ: બંધન નહિ; પછી ભલે ને તે પુસ્તકોનું પણ હોય?"

અજિતને ભારતી ગમતી, એની આવી વાતો સાંભળવી પસંદ પડતી, પણ કોઈ પુસ્તકોની વિરૂદ્ધ કહે તે એનાથી સહન થતું નહિ.

અજિતના આ પ્રકારના ભોળપણુ તરફ એને દયા આવતી, સાથે સાથે એના એ ભોળપણુને જ લીધે ભારતીને એની તરફ અનુકંપા થઈ અને ધીરે ધીરે એનો અનુરાગમાં પલટો થયો.

તેથી અજિત વ્યાયામશાળામાં જોડાવાને બદલે નૃત્યાલયમાં જતો થયો છે એ ખબરથી ભારતીને દુઃખ થયું. સુરેશ એને હેરાન કરવા માટે હમેશાં ઉત્સુક રહેતો. તેથી પણ ભારતી પરોક્ષ રીતે એની ચોકી કરતી. 'તું મારે પડખે નહિ હોય તો હું પાંગળો બની જઈશ' અજિતના એ શબ્દો અને તે વખતની એની નિરાધારી ભારતીથી વીસરી શકાતા નહોતા.

પરંતુ નૃત્યાલયમાં જવાનું થયું ત્યારથી અજિત ભારતીને લગભગ ભૂલી જ ગયો હતો.

દીપકે એને સમજાવ્યું હતું કે " ભારતી નવા યુગની નારી છેઃ એથી એનામાં કલા, કોમળતા, કમનીયતા કંઈ નથી. નવી નારીમાં હોય છે કઠોરતા, કચકચાટ અને કડવાશ. તેથી તેઓ નૃત્ય જેવી કલાને સમજી શકતી નથી."

નૃત્યાલયનો વ્યવસ્થાપક તો એને કલ્પનાના આકાશમાં જ ચગાવ્યાં કરતો. એટલે હવે વાચન અને નૃત્ય એ બે જ એના વ્યવસાય બની ગયા હતા.

પરંતુ અજિતના આ નવા પરાક્રમની વાત સાંભળ્યા પછી એક સાંઝે કોલેજમાંથી નીકળતી વખતે જ ભારતીએ એને વાત કરવા ઊભો રાખ્યો.

" અજિત, ક્યાં જઈશ ? નૃત્યાલયમાં ?"

"હા...ના, ના. આજ તો..."

"ગભરાવાની જરૂર નથી. મેં સાંભળ્યું છે કે નૃત્ય કરવાથી ઘણા કાયર પુરૂષો મર્દ બની જાય છે..."

"બરાબર. તેથી તો..."

"...તું નાચ કરવા જાય છે ને?"

"તેથી જ."

"હું તારી સાથે આવું તો?"

"ભારતી!...તો તો એવી મજા પડે!"

"પછી તું ને હું ઘૂઘરા બાંધીને સાથે નાચ કરીએ..."

"ઓહ્ હો! તો તો એવી મજા પડે ને! અને દીપકને પણ પછી તો ખોટો પાડી શકાય."

"દીપકને શું છે?"

"એ કહે છે: ભારતી નવાયુગની નારી હોવાથી કોમળ નથી પણ કઠોર છે. નવાયુગની નારીઓ નૃત્યકલાનો વિરોધ કરે છે—પણ એ બધું ખોટું..."

"અજિત. ખોટું પણ નહિ ને ખરું પણ નહિ. નવાયુગની નારી કોઈ પણ કલાને ધિક્કારતી નથી: કલાના દુરૂપયોગ સામે એમનો વાંધો હોય છે. તેજ રીતે નૃત્યકલાને હું પસંદ કરું છું: તારા નાચણિયાવેડાને નહિ."

"સુરેશ પણ મને 'નાચણિયો' કહે છે..."

"હું તને એવા તિરસ્કારથી નાચણિયો કહેતી નથી, પણ તું નાચણિયો બની ન જાય એમ ઇચ્છું છું. અમારા બન્નેના દૃષ્ટિબિંદુ વચ્ચે ધરમૂળનો આ ફેર છે."

"પણ શ્રીકૃષ્ણ સમા સમર્થ પુરૂષ ગોપિકાઓ જોડે નૃત્ય કરતા છતાં એમનાથી ભયંકર દૈત્યો અને દાનવો ડરતા; ધૂર્જટીના તાંડવ નૃત્યે આકાશ, પાતાળ ને ધરતી ધ્રૂજતાં હતાં..."

"સુદર્શનધારી શ્રી કૃષ્ણ વીરોમાં યે વીરશ્રેષ્ઠ ગણાતા હતા, અને મહાકાળ, રૂદ્રાવતાર, શંકર પ્રલયને મુઠ્ઠીમાં લઈને ફરતા હતા. બોલ તારે એવા રૂદ્રાવતાર બનવું છે કે, પોતાની શારીરિક ને માનસિક શકિતથી અરિહૃદય કંપાવતા, પાર્થસારથી બનવું છે?"

"ક-શું-જ નહિ!" કહેતાં અજિતે ચાલવાનો પ્રયાસ કર્યો.

"ઊભો રહે, અજિત." એને ચાલવાની તૈયારી કરતો જોઈને ભારતી આજ્ઞા કરતી હોય એમ બોલી.

અજિત થંભી ગયો.

"તને મારી વાત પસંદ નથી પડતી, કેમ?–આનું જ નામ નાચણિયા વેડા. નૃત્યકલા તરફની અભિરૂચી નહિ.–યાદ છે તું તે દિવસે મારી મદદ માગતો હતો? મારી વાત માનવી ન માનવી એ તારી મરજીની વાત છે. પણ તું નાચણિયો થાય એ મને પસંદ નથી. અજિત, તું ભોળો છેઃ પરન્તુ સુરેશ તારી પાછળ પડ્યો છે એ ન ભૂલતો?"

ભારતીને પણ એ શબ્દો બોલતી વખતે ખબર નહોતી કે, એ જ વખતે સુરેશ એના મિત્ર ચંદુ 'પહેલવાન'ની સાથે મસલત કરતો. ત્યાંથી થોડેક જ દૂર ઊભો હતો. વાતમાં ને વાતમાં એણે એક બે વખત તેમની જ સામે અંગુલિ નિર્દેશ પણ કર્યો હતો.

આઝાદ મેદાનમાં ગોઠવાયેલું ભવ્ય પ્રદર્શન મુંબઈવાસીઓનું ખાસ આકર્ષણ થઈ પડ્યું હતું. જુવાનવર્ગને રમતગમતનાં સાધનો બે ઘડીની ગમ્મત કરાવનારાં લાગવાથી એમનાં તો ટોળે ટોળાં ત્યાં ઊભરાતાં હતાં.

એ પ્રદર્શનમાં, એક બાજુના છેડા તરફ મોટા એક ઝાડની ઓથે સાધુ કે ફકીર જેવા દેખાવનો આદમી "નસીબકા ભેદ સમજો : દો દો આના" એવા લખાણવાળા કપડાના તોરણ નીચે બેઠો હતો.

ખાસ કરીને કોલેજ કન્યાઓ અને કોલેજ કુમારોનો ત્યાં દરોડો જ પડતો હતો.

ભારતીને મલ્લિકા અને સુહાસ આગ્રહપૂર્વક આજે પ્રદર્શન જોવા લઈ આવ્યાં હતાં. પ્રદર્શનના સિંહદ્વાર આગળ એમને ઉર્વશી ભેટી ગઈ અને અંદર ફરતાં ફરતાં મેનાં પણ એમની સાથે અથડાઈ પડી હતી.

 મેનાં મનોજની સાથે હતી. એણે હસતાં હસતાં ભારતીને

કહ્યું: "ભારતી ઉત્તર-પશ્ચિમ ખુણા તરફ મોટા ઝાડ નીચે એક નજૂમી બેઠો છે. એની પાસે જઈ તમે બધાં નશીબના ભેદ જાણજો."

"તેં તો જાણી લીધા ને ?" ઉર્વશીએ પૂછ્યું.

"ત્યારે તો તમને કહું છું ને !"

"એમાં કોઈ સિંહરાશિના મિત્રનું નામ તારા ભાવી સાથે જોડાયેલું આવ્યું કે નહિ ?" મલ્લિકાએ મજાક કરી.

"નહિ તો...!" મેનાં એટલું બોલીને જ અટકી ગઈ.

"...એ મનોજની સાથે શા માટે ફરતી હોત ?"

સુહાસે જરા ધીરા સ્વરે કહ્યું.

"ખરૂં જ છે !" મેનાંએ દૃઢતાથી એ વાતનો સ્વીકાર કર્યો અને લટકો કરતી મનોજની સાથે ચાલી ગઈ.

'ભારતી ! આપણે પણ ત્યાં જ જઈએ." મલ્લિકાએ આગ્રહથી કહ્યું.

"હા, હા. જોઈએ તો ખરા એ ભવિષ્યવેત્તાને ?" ઉર્વશીએ એને અનુમોદન આપ્યું.

"મને તો એવી વાતોમાં જરા પણ શ્રદ્ધા નથી." ભારતી બોલી.

"શ્રદ્ધા તો અમને ય નથી. પરંતુ રસ તો હશે ને ?" સુહાસે નવી દલીલ મૂકી.

"અસ્પષ્ટ ભાવી પાછળ મિથ્યા ફાંફાં મારવાં તેના કરતાં વાસ્તવિક પરિસ્થિતિ આગળ મસ્તક નમાવવું સારૂં."

"તું તો જાણે વૃદ્ધા બની ગઈ હોય એવું બોલે છે." મલ્લિકાએ ભારતીની દલીલ સામે ન ફાવવાથી જુદી દિશાએથી આક્રમણ શરૂ કર્યું.

"કેવળ કુતૂહલની ખાતર પણ જવું તો જોઈએ." સુહાસે મલ્લિકાને અનુમોદન આપ્યું.

"તો ચાલો. આપણે આનંદ મેળવવા તો આવ્યાં જ છીએ ને." ભારતી સહમત થઈ.

"હા, હા, મજા પડશે."

"અને જાણવાનું યે મળશે!"

"શું?"

"કોના નસીબમાં, કોણ લખાયું છે તે જ સ્તો!"

નજૂમી રેશમી ઝભ્ભો પહેરીને ધ્યાનમાં હોય એ રીતે બેઠો હતો. કેસરી રંગના ઝભ્ભા ઉપર ખભા સુધી એનાં કાળાં જુલ્ફાં ઝૂલતાં હતાં. માથા ઉપરના લાલ ફેંટાથી એના વદનમાંથી નવી જ પ્રભા ચમકતી હતી. એની બાજૂમાં પિત્તળનું સરસ પાંજરું હતું. તેમાં બે ખાનાં હતાં. પ્રત્યેક ખાનામાં રંગબેરંગી અને મનોહર, નાનકડી એકેક દેવચકલી રમતી હતી.

પાંજરાની બહાર બંધ કરેલાં પરબીડિયાંનો ઢગલો પડ્યો હતો.

નશીબના ભેદ જાણવા માટે જે જીજ્ઞાસુ બે આનીનો સિક્કો નાખે, તેની સામે જોઈ, ભેદ જાણનાર નરજાતિનો હોય તો ડાબી તરફનું અને નારીજાતિ હોય તો જમણી બાજુનું પાંજરું નજૂમી ઉઘાડતો. તરત દેવચકલી બહાર આવતી અને એની સામે જ પડેલા ઢગલામાંથી ગમે તે એક પરબીડિયું ચાંચમાં લઈને નજૂમીના હાથમાં મૂકી, પાછી પાંજરામાં ચાલી જતી.

ભારતી અને એની સહિયરોએ થોડીક ક્ષણો સુધી એ ક્રિયા જોઈ અને સુહાસે મલ્લિકાને આગ્રહ કર્યો : 'મલ્લિકા તું નસીબના ભેદ જાણ...'

"મારા કરતાં તારે એની વધુ જરૂર છે."

"બસ કે, આટલે આવ્યાં અને હવે શરમાઈ ગયાં?"

ભારતીએ હસતાં હસતાં એમ કહી, પાકીટમાંથી બે આના કાઢી નજૂમીની સામે ફેંક્યા.

નાનકડી ચકલી રાણીએ એક પરબીડિયું ઉંચકીને નજૂમી સામે ધર્યું.

પછી તો મલ્લિકા, સુહાસ અને ઉર્વશીએ પણ નસીબની ચિઠ્ઠીઓ મેળવી.

અને વાંચવા માટે ઝાડની બાજુમાં ગયાં.

પ્રત્યેક પરબીડિયામાં એક એક કાપલી હતી: તેમાં બબ્બે લીટીઓ લખેલી હતી.

સહુ પોતપોતાના ભાવિના ભેદની કાપલીઓ વાંચવા લાગી. પછી વળી બધાંના સાંભળતાં એ ભેદ વાંચવા વંચાવવાની ખેંચતાણ શરૂ થઈ.

"મલ્લિકા તું વાંચ."

"ત્યારે તું જ પહેલી વાંચને, સુહાસ!"

"તું નહિ વાંચે તો કંઈ નહિ, આ મારી ઉર્વશી કંઈ તારા જેવી શરમાળ નથી..."

"અરે વાહરે! સુહાસ તું મને ભોળી સમજે છે, પણ આ ઉર્વશી કંઈ..."

"પુરૂષો કહે છે તે તમે આ ઉપરથી ખરૂં ઠરાવો છો ભારતીએ હસીને કહ્યું."

"શું...?" એ જણે સામટો પ્રશ્ન કર્યો.

"કે ગમે તેટલી શિક્ષિત હોય છતાં સ્ત્રી છેવટે તો સ્ત્રી જ રહેવાની!...તમે એમાં શરમાઓ છો શીદ? ચાલો સાંભળો હું મારા નસીબનો ભેદ ખુલ્લો કરૂં છું." કહી ભારતીએ પોતાની કાપલી વાંચવા માંડી:

"તમને મનનો માનેલો વર મળશે: પરંતુ લગ્ન અતિ વિચિત્ર સંજોગોમાં થશે: પહેલાં ગર્જન પછી વર્ષા!"

"ત્યારે હવે મારા ભાવિના ભેદ સાંભળો." હસતી હસતી મલ્લિકા વાંચવા લાગી:

"તમારા ભાગ્યમાં એવો પતિ છે કે જેની આગળ તમારૂં કશું જ ચાલશે નહિ. એના કહ્યામાં નહિ રહો તો ફટકાવે પણ ખરો!"

"મલ્લિકા, એવો જંગલી..."

મલ્લિકાએ સુહાસનું મોઢું દાબી દઈ એને વધુ બોલવા ન દીધી.

'સુહાસ હવે તું વાંચ.'

"સાંભળો: તમને કલાગરો પતિ પ્રાપ્ત થશે: તમને દેવી માની એ તમારો પૂજારી બની રહેશે. પરંતુ લગ્ન પહેલાં તમારી સખ્ત કસોટી થશે."

"અને ઉર્વશી તને..."

"મને તો..." એણે કાપલી વાંચવા માંડી: "તમને ઠીંગણો, બટકો વર મળશે: તે સદાયે તમારાથી દબાયેલો રહેશે: પ્રધાન રાજા અને રાજા પ્રધાન બનવાના યોગ છે."

"ઉર્વશી, આપણા સહુમાં તું જ નસીબદાર." મલ્લિકાએ એની હડપચી હલાવીને કહ્યું.

"જરૂર. કેમ નહિ! ઠીંગણો, બટકો, દબાયેલો રહે એવો વર, એ તો નસીબ હોય તેને જ મળે ને?" સુહાસે અભિનય સાથે મજાક કરી.

"અને તારો પતિ તો તારી આરતી ઉતારશે..." ભારતીએ કહ્યું.

"અને પૂજા પણ કરશે." સુહાસે બાકી હતું તે પૂરું કર્યું.

"પરંતુ મનનો માનેલો તો માત્ર એક ભારતીને જ ભાગ્યે મંડાયો છે." ઉર્વશીએ આંખના અભિનય સાથે કહ્યું. કોણ હશે, એ બોલ જોઉં મલ્લિકા!"

"બીજો કોણ હોય? એ તો જરૂર અ-જિ-ત..."

"મલ્લિકા!" ભારતીએ છણકો કર્યો.

"વેદિયો, નાચણિયો..." ઝાડની બીજી દિશાએથી સુરેશનો અવાજ સંભળાયો. ત્યાં કોલેજ કુમારો એમના ભાવિના ભેદ વાંચી

રહ્યા હતા. "અજિત તને એવી તોફાની બૈરી મળશે તો તારાથી એને સાચવી..."

"...મારે એ વાત સાંભળવી નથી." અજિતનો સ્વર સંભળાયો.

એની જ સાથે ત્રણ ચાર જણાઓના હસવાનો અવાજ આવ્યો.

"ચાલો આપણે!" ભારતી એમ કહેતા પહેલાં તો ચાલવા માંડી! બીજી તરફથી આવતો અવાજ એ પારખી ગઈ હતી એટલે.

દોડીને એને પહોંચી મળી મલ્લિકાએ કહ્યું: "જોયુંને ભારતી! અજિત પણ ભાવિ પત્નીના સંબંધમાં ભાગ્યે લેખ વાંચી રહ્યા છે!"

"મલ્લિકા! તને એક વખત કહ્યું..."

ભારતીએ છણકો કર્યો.

"...કે લગ્ન થયા પહેલાં તારે એ નામનો ઉચ્ચાર સુદ્ધાં ન કરવો." સુહાસે સામેથી નાટકી ઢબે કહ્યું.

સામેથી ઈંદુ મળી.

"કોને શોધે છે ઈંદુ?" ઉર્વશીએ પૂછ્યું.

"સુરેશને?" મલ્લિકાએ પણ પૃચ્છા કરી.

"એ તો ત્યાં રહ્યો..." સુહાસે સસ્મિત કહ્યું.

"ત્યાં જતી હોય તો તું પણ નસીબના ભેદ જાણજે. પેલા ઝાડ નીચે..."

"તે તને પૂછવા નહિ આવું?" ઈંદુ જરા રોષથી બોલી.

પણ સુરેશને શોધતી જ એ ત્યાં આવી હતી. કેમકે એણે પ્રદર્શનમાં મળવાનો વાયદો આપ્યો હતો.

અજિત અને દીપક નૃત્યાલયમાં જતા હતા તે વખતે સુરેશ અને એના સાથીદારો આગ્રહ કરીને એને આઝાદ મેદાનમાં લઈ ગયા. ત્યાં એમણે પણ નજૂમી પાસેથી ભાવિના ભેદનાં પરબીડિયાં ખરીદ્યાં હતાં.

ભારતી અને એની સખિઓ જ્યારે ઝાડની એક બાજુએ ઊભી ઊભી ગમ્મત કરતી હતી, તે વખતે જ સુરેશ વગેરે બીજી તરફ પોતાના ભાવિના ભેદ ઉકેલી રહ્યા હતા.

સુરેશે ભારતીને જતી જોઈ, તેથી અજિતને બનાવવાનો એનો ઉત્સાહ ઓસરી ગયો. અને ઈંદુ દૂરથી દેખાઈ એટલે અગત્યના કામનું બહાનું કાઢીને એ છટકી ગયો.

અજિત અને દીપક પણ એ ટોળાથી જુદા પડી ગયા. દીપક હમણાં હમણાં અજિતને વળગેલો રહેતો હતો. એક તો અજિત માલદાર માનવીનો વારસ હતો અને વળી સ્વભાવે ગંભીર હોવાથી કવિરાજની કવિતાઓ સાંભળીને ટીકા નહોતો કરતો: એટલે દીપકને એની સાથે ઠીક ગોઠી ગયું હતું.

દીપક મધ્યમ વર્ગનો માનવી હતો: એના પિતા વતનમાં ગુજરાતી નિશાળના શિક્ષક હતા: પુત્રને કેળવણી ખાતાનો ડેપ્યુટી થયેલો જોવાની મહત્વાકાંક્ષાએ, એમણે દીપકને કોલેજમાં મોકલવાની હિંમત કરી હતી. શ્રીમંત વર્ગના એમના બે એક વિદ્યાર્થીઓ મોટા થઇને મુંબઈમાં પિતાની પેઢીઓ સાચવતા હતા, એમણે થોડી ઘણી મદદની આશા આપી હતી. અને મુંબઈ જેવા શહેરમાં સારાં ટયૂશનો મળી જાય અને એમાંથી ભાગ્ય ઉઘડવાનું હોય તો, કોઈક શ્રીમંત માનવી મરતાં મરતાં પોતાના પુત્રને વારસ તરીકે લાખ્ખોની રકમ પણ આપી દે; એવી પણ પિતાના દિલમાં ઝાંખી ઝાંખી આશા હતી.

દીપક એકાદ ટયૂશન કરતો અને પિતાના શ્રીમંત શિષ્યોની પેઢીમાં વારાફરતી જમી લેતો: એટલે બાપની ઉપર બહુ બોજો પડતો નહોતો. પરંતુ જ્યારથી એને કવિતા કરવાનો છંદ લાગ્યો ત્યારથી ટયૂશન તરફ ઘણું લક્ષ અપાતું નહિ. કવિઓ રસિક હોવા જ જોઈએ: સૌન્દર્યના પારખુ અને કળાના પૂજક બનવા જ જોઇએ, એવી દીપકની માન્યતા બંધાઇ ગઈ હતી: તેથી તે નૃત્યાલયમાં જતો આવતો થયો હતો.

જ્યારથી દીપક કવિતા કરતો થયો ત્યારથી એના દિલમાં છૂપાઈ બેઠેલી કોઈક ગૂઢશક્તિ એને કહી રહી હતી કે: 'તારી રસવૃત્તિને પરિતૃપ્ત કરનારી રસિકા તને અહીંથી જ લાધશે!' એવી એની માન્યતા હતી.

કવિરાજ એ આંતરનાદને ઈશ્વરી પ્રેરણા માની બેઠા હતા. 'જો ગાંધીજીનો આત્મનાદ કહે તેમ થતું હોય, તો હું પણ એ બાબતમાં આશાવાદી શા માટે ન રહું?' અને ત્યારથી એમને ગામડાની અને ન્યાતની કન્યાઓ તરફ ઘૃણા થઈ ગઈ હતી. "મારા ભાગ્યમાં ગામડાની ગમાર પત્ની લખાઈ હોત, તો ભાગ્યદેવિ મને અહીં ધકેલી લાવત જ નહિ." એકલા એકલા પંડને તો એમણે સેંકડો વખત આ બાબત કહી સંભળાવી હતી; પરંતુ કોઇ કોઈ મિત્રોને ય એમણે એ વાત જણાવી હતી.

અજિત પાસે એમણે હેતુપૂર્વક આ વાત બેત્રણ વખત કહી હતી. પણ દરેક વખતે કોઈને કોઈ પ્રકારના વિચારમાં ડૂબી ગયેલા અજિતે "ખરૂં છે: એમ બનવું જ જોઇએ." એવાં એક બે ટૂંકાં વાક્યોમાં જવાબ આપી દીધા, ત્યારથી કવિરાજ હતોત્સાહ બની ગયા હતા.

કવિરાજની ભાગ્યચિઠ્ઠીમાં આજે એવું આવ્યું હતું કે: "યોગ્યતાનુસાર સહુની મનકામના સફળ થાય છે: નિરાશ થશો નહિ. આશા રાખો અને તે ફળશે."

એટલે રસ્તામાં અજિતને એમણે એ સંબંધમાં જ વારંવાર પૂછ્યાં કર્યું: "શ્રીયુત અજિતકુમાર, તમે મને ભારતીને યોગ્ય માનતા નથી?"

"કેમ નહિ. બરાબર છે. ભારતી પોતે યોગ્ય છે! અરે, એ તો મહાન શક્તિ છે..."

"હા, હા. પરંતુ હું તો આપને મારા સંબંધમાં પૂછી રહ્યો છું." યોગ્ય પ્રત્યુત્તર ન મળવાથી નિરાશ થયેલા કવિરાજે 'મારા સંબંધમાં' એ શબ્દો ઉપર વધુ પડતો ભાર મૂક્યો.

"હા, હા, તમારા સંબંધમાં? ઠીક છે...હં, શું તમારા સંબંધમાં પૂછ્યું?" અજિત વિચારતંદ્રામાંથી જાગ્યો અને એણે જ સામો પ્રશ્ન કર્યો.

"કે હું લાયક છું કે નહિ?"

"કેમ નહિ. તમે જરૂર લાયક છો...ભલેને સુરેશ કે બીજાઓ ગમે તે કહે!"

કવિરાજે એમાંથી પોતાને અનુકૂળ અર્થ તારવી લીધો. અને આત્મસંતોષ મેળવી મલકાયા!

આજે નૃત્યાલયમાં ન જઈ શકાયું એની ચિંતા કરતો અજિત ઘેર આવ્યો; ત્યારે કમળા અને જયંતિલાલ ચિંતાતુર બની ગયાં હતાં.

એને જોઈને જયંતિલાલે હસવાનો અભિનય કરીને કહ્યું:

"ભાઈ, દાદાજીનો પત્ર આવ્યો છે!"

વાળુપાણી કર્યા પછી જયંતિલાલ અને કમળા પુત્રના અભ્યાસ ખંડમાં ગયાં.

પરીક્ષામાં સર્વોત્તમ પદ પ્રાપ્ત કરવા સારૂ અજિત વાચનમાં તલ્લીન રહેતો. એટલે એને માતા-પિતાનો પદરવ પણ સંભળાયો નહિ.

"વાંચવામાં કેવો એકધ્યાન બની ગયો છે?" કમળાએ પુત્રના વાંસામાં હાથ ફેરવતાં કહ્યું.

"દાદાજીના આવવાથી એમાં અડચણ ઊભી થશે." જયંતિલાલે બાજુમાં પડેલી આરામખુરશીમાં બેસીને ચિંતા વ્યક્ત કરી.

જાણે એ લોકો કોઈક જુદી જ ભાષામાં વાત કરતાં હોય, અને પોતાનાથી તે સમજી શકાતી ન હોય, તેમ અજિત એમની તરફ એક બે વિપલ મૂઢની માફક તાકીને જોઈ રહ્યો.

 તે પછી એને ખ્યાલ આવ્યો કે એના પિતા દાદાજીનો

કેટલીક ઉલ્લેખ કરતા હતા. એટલે એણે પૂછ્યું: "દાદાજીનો પત્ર આવ્યો છે?"

"હા." જયંતિલાલે કહ્યું. એ વાત શરૂ કરવાની તક જ શોધતા હતા.

"ક્યારે?"

"આજે જ."

"શું લખ્યું છે?"

દાદાજીના પત્રના સંબંધમાં જાણવાની એના દિલમાં ધીરે ધીરે આતુરતા જન્મી.

"એમની તબિયત સારી નથી."

"એ–મ...? શું થયું છે, દાદાજીને?"

"ગભરાવા જેવું ખાસ કંઈ નથી. એ તો કાશીથી પેલા પંડિતજી આવ્યા હતા ને, એમણે વાતમાં ને વાતમાં કહ્યું હતું કે દાદાજીને હમણાં હમણાં, કોઈ કોઈ વખત ચકરી આવી જાય છે..."

"હા–આ...! એ તો બહુ જ ખરાબ." અજિત હવે દાદાજીને લગતી વાતમાં વિશેષ લક્ષ આપવા લાગ્યો.

"ના, ના, ભાઈ એવું ગંભીર નથી." કમળાએ દીકરાને આશ્વાસન આપ્યું.

"તમે વચ્ચે બોલ્યા વિના, અજિત સાથે શાંતિથી વાત કરવાની મને જરા તક આપશો?" કમળા તરફ જયંતિલાલે ડોળા તતડાવ્યા. "બૈરાંની જાત જ...!" જયંતિલાલ તે પછીનાં વાક્ય ગળી ગયા. એનો ભાવાર્થ એવો હતો કે: "વાત વાતમાં ખરી વાત ખુલ્લી કરી નાખે!"

પોતાની હાજરીમાં પિતા બાને તતડાવી નાખે એ અજિતને ગમતું નહિ. એટલે એણે અણગમો બતાવવા સૂચક ભાવે એમની સામે જોયું. અજિતની એ લાક્ષણિકતા હતી. વડીલોની સામે એ

બનતા સુધી એક અક્ષરે બોલતો નહિ. પરંતુ એની સૂચક દૃષ્ટિ પોતાની ભાષામાં ઘણું ઘણું કહી દેતી !

"દાદાજી હવે વૃદ્ધ થયા: છતાં વ્યાયામની એમની ધૂન ચાલુ રાખે એટલે કામના શ્રમથી ઘરડાં માનવીઓને ચક્કરી આવી જાય એ સ્વાભાવિક છે." જયંતિલાલે દીકરાની દૃષ્ટિની ભાષાથી ભય પામીને વાત વંઠી જાય તે પહેલાં સંભાળી લીધું. "પણ જરા વિચારવા જેવી તો બીજી વાત છે..."

પુત્રના મન પર આ અધૂરા વાક્યની થયેલી અસર માપવા જયંતિલાલે જરા થોભીને આગળ ચલાવ્યું. પુત્રને વચ્ચે બોલવાની તક એ આપવા નહોતો માગતો: એને તો માત્ર તેની જિજ્ઞાસાને જાગૃત કરવી હતી.

"...પંડિતજી કહેતા હતા કે દાદાજી કાં તો ચકરીને લીધે કે પછી વાયુને લીધે પણ ઘણી વખત ચિત્તભ્રમ જેવા બની જાય છે. એમણે તો આમાંનું કશું જ આપણને જણાવ્યું નહોતું. એટલે મેં આગ્રહપૂર્વક એમને અહીં તેડાવ્યા છે."

"સારું કર્યું."

"એમને તો જીવતા હોય ત્યાં સુધી કાશી છોડીને ક્યાંય જવું નથી. કહે છે: 'દેહ ક્ષણભંગુર છે: એનો ઘડિનો યે ભરૂંસો નહિ. એટલે કઈ વેળાએ એ પડી જાય, તેની ખાત્રી નહિ. આટલા વરસ કાશીમાં રહ્યા પછી બીજે મરૂં ? એ નહિ બને. મારે તો વિશ્વનાથની છાયામાં મરવું છે ને મણિકર્ણિકા પર બળવું છે!' છતાં મેં અતિશય આગ્રહ કર્યો, ને 'તમે નહિ આવો તો અમારે બધાંને ત્યાં આવવું પડશે, તેથી અજિતની પરીક્ષા બગડશે' એવું લખ્યું ત્યારે આવવાની એમણે હા લખી છે."

"ક્યારે આવશે ?"

"એ તો નક્કી નથી. પખવાડિયા સુધીમાં આવશે. જોને આ કાગળ."

કાગળમાં તો ગોપાળદાદાએ લખ્યું હતું હતું કે: 'વિશ્વંભરનાથે આવીને અજિતના સંબંધમાં વાત કરી, ત્યારથી જ મારું મન અહીંથી ઉપડયું છે. ક્યારે આવું ને મારા હોનહાર દીકરાને જોઉં એવું જ થયાં કરે છે. કાશીમાં રહેવા છતાં જીવને હવે નિરાંત નથી...'

અજિતે કાગળ વાંચીને પિતાના હાથમાં મૂક્યો.

"એ સંબંધમાં જ અમે તારી સાથે વાત કરવા આવ્યાં હતાં... કેમ ખરું કે નહિ?"

પાછલું વાક્ય જયંત કમળાને ઉદ્દેશીને બોલ્યો. એટલે પતિને અનુમોદન આપવા ખાતર જ એણે કહ્યું:

"હા, ભાઈ..."

"જે કહેવું હોય તે કહો..." અજિતે ચોપડી તરફથી ડોકું ઊંચું કરીને કહ્યું.

"જાણે વાત એમ છે કે!" જયંતિલાલે વાતમાં રસ વધારવા સારું એ વખતે મુખ પર ગંભીરતા ધારણ કરી.

"...વાત એમ છે કે, દાદાજી અહીં ઝાઝું રહેવાના નથી. અને તારે પરીક્ષાની તૈયારી પણ કરવાની છે. એટલે એમની સાથે બનતા સુધી ઓછામાં ઓછો સંપર્ક રાખવો..."

"હા–આ–આ; વારુ!"

"એમના ચિત્તની અસ્વસ્થતાને લઈને તને એ ગમે તેવા સવાલો પૂછે, પણ બને ત્યાં સુધી તારે એમને જવાબ આપવાની જરા યે તસ્દી લેવી નહિ. એ બધો બોજો અમે ઉપાડી લઈશું."

"પરંતુ જવાબ મેળવવા દાદાજી બહુ જ આગ્રહ કરે તો?" અજિતે પણ ગંભીર ભાવે જ પૂછયું.

અજિતને શું કહેવું એની અગાઉથી જ યોજના ઘડી રાખેલી હોવાથી જયંતિલાલે જરા પણ વિચાર કરવા થોભ્યા સિવાય જ કહી નાખ્યું: " કહેવું કે બધું બાપાજી જાણે..."

"ઠી-ઈ-ક !"

"પંડિતજી કહેતા હતા કે, દાદાજીએ હનુમાનની પૂજા ખૂબ કરેલી એટલે જ્યારે જ્યારે ચિત્ત અસ્વસ્થ બને ત્યારે એમના શરીરમાં હનુમાન ચડે છે! તે વખતે પછી એમને સાન ભાન કશું જ રહેતું નથી. તેથી કદાચ વગાડી પણ બેસે છે. માટે તને કહેવા આવ્યાં છીએ કે, દાદાજી અહીં રહે તેટલા દિવસ બને ત્યાં સુધી તારે એમ- નાથી દૂર જ રહેવું."

"વારુ, એમ જ કરીશ."

જાણે કશું જ સમજતો ન હોય તેમ, અજિતે હકારમાં જવાબ આપ્યા તેથી એનાં માતા-પિતાને સંતોષ થયો.

પરંતુ એ ગયાં ત્યારે અજિત એકલો એકલો હસવા લાગ્યો.

ગોપાળદાદાએ એને કૉલેજના શિરનામે જવાબ મોકલ્યો હતો. તેમાં લખ્યું હતું કે: 'તારો પત્ર વાંચીને હું ઘણો જ નારાજ થયો છું; પણ તે તો તને નાજુક બનાવી રાખનાર જયંતિ ઉપર. તેં મને ખરી હકીકત લખી જણાવી એથી તારી ઉપર તો ખૂબ ખુશ થયો છું. હું હવે થોડા જ દિવસમાં ત્યાં આવીશ, એટલે તારી તમામ મૂંઝવણ ટળી જશે. વિશ્વંભરની વાત પરથી પણ મારી ખાત્રી થઈ છે કે, જયંતિએ આજ સુધી તારા સંબંધમાં મને ખોટી જ ખબરો આપી છે. હવે હું કાશીમાં રહેવાનો નથી. મારો જ પૌત્ર માયકાંગલો રહે ને હું બીજાઓને મર્દ બનવાનો ઉપદેશ આપતો ફરું, તે કેમ બને? મારો આ કાગળ ઘરમાં કોઈને વંચાવીશ નહિ.'

અજિતે દાદાજીનો એ પત્ર ખિસ્સામાંથી કાઢીને ફરીફરીને વાંચ્યો.

"બા અને બાપાજી બેઉ મને છેક જ મૂર્ખ માનતાં હશે ?—વાહ ! આ પણ વડીલો ! એક તરફ પેટના દીકરાને ઠગે છે અને બીજી તરફ સગા બાપને ય બનાવે છે ! "

અજિતથી હસી જવાયું.

" ઓ દાદાજી ! તમને ચિત્તભ્રમ થયો છે !—પોતે, જાતે જ ઊઠીને અહીં આવનાર છેઃ છતાં એમને ચિત્તભ્રમની બીમારી લાગુ પડી છે, એવું બાપુજી કહે છે ! બાપુજી ! તમારી હિંમત પણ ગજબની છે ને ?"

ઊંઘતા પહેલાં અજિતે હસતાં હસતાં પિતાની કલ્પનામૂર્તિને પૂછ્યુંઃ "બાપુજી તમે તમારા પિતાજી સાથે જે જાતનું વર્તન રાખો છો, એવું વર્તન તમારો પુત્ર તમારી સાથે રાખે તો ?"

અજિત જાગ્યો ત્યારે એના આંગણે નવું જ ધતિંગ જામ્યું હતું. ફૂલવાળો હારતોરાના આઠ દસ કંડિયા મજૂરોને માથે ઉપડાવીને આવ્યો હતો. એને જયંતિલાલ ગોપાળદાસના મકાનનું શિરનામું કોઈકે લખી આપ્યું હતું.

જયંતિલાલ એની સાથે રકજક કરતા હતા, એટલામાં છાપખાનાનો છોકરો એક પડીકું આપીને ચાલી ગયો. માળી સાથેની માથાકૂટથી કંટાળેલા જયંતિલાલે એ પડીકું જોયા વિના જ મૂકી રાખ્યું.

"સાહેબ, આપનો જ માણસ આવીને વરદી આપી ગયો છે: એણે કામ પેટે બાનાના પાંચ રૂપીઆ પણ આપ્યા છે..."

"...પણ મારે ત્યાંથી કોઈ તારે ત્યાં આવ્યું નથી." જયંતિલાલે દમામથી કહ્યું.

"સાહેબ, એક સો રૂપીઆનો માલ છે: અમારા જેવા ગરીબ માણસને, આપ જેવા શેઠ સાહેબો, આ રીતે હેરાન

 કરો ત્યારે અમારે શું કરવું?" માળી ગળગળો થઈ ગયો.

"અલ્યા, ભાઈ! પણ મારે ત્યાં તે કંઈ છોકરાનાં લગ્ન છે..."

હજી તો જયંતિલાલનું આખું વાક્ય પૂરું નહોતું થયું ત્યાં તો શણગારેલા ઘોડા સાથે એક માણસે આવીને પૂછ્યું:

"જયંતિલાલ શેઠનું ઘર આ કે?"

"કેમ અલ્યા! તારે વળી શું છે?" જયંતિલાલે અકળાઈને પૂછ્યું.

"આપને ત્યાંથી વરઘોડા માટે સાજ સાથેના ઘોડાની વરદી આવી હતી..."

"મારે ત્યાં નહિ. કોઈક બીજાને ઘેર હશે."

ઘોડાવાળાએ ગજવામાંથી ચિઠ્ઠી કાઢીને આપી.

"જયંતિલાલ ગોપાળદાસ તો આપ જ ને?"

જયંતિલાલે એની પાસેથી ચિઠ્ઠી લઈને વાંચી, તો માળીની માફક એને પણ કોઈએ એમનું પૂરેપૂરું શિરનામું લખી આપેલું જોયું!

"સાહેબ, બાનાના બે રૂપિયા પણ કહેવા આવનાર આપનો માણસ આપી ગયો છે!" ઘોડાવાળાએ જણાવ્યું.

"પણ મારે ત્યાં કંઈ વરઘોડો નથી નીકળવાનો!"

"સાળું આ તે શું ધતિંગ છે?" કંટાળીને જયંતિલાલ બબડવા લાગ્યા. એટલામાં પાસે પડેલા છાપખાનામાંથી આવેલા પડીકા તરફ એમની દૃષ્ટિ પડી.

"અલ્યા રામા!" જયંતિલાલે બૂમ મારી. પણ કોઈએ જવાબ આપ્યો નહિ.

રામાએ તે વખતે આમ તેમ ઊભા ઊભા આ નવું નાટક જોઈ રહ્યા હતા!

"અલ્યા કોઈ નથી? બધા સાળા ક્યાં મરી ગયા?"

બીજાઓ તરફની ચીડ એમણે નોકરો ઉપર ઉતારવા માંડી.

"કોણ છે?...બીજું કોઈ ઘરમાં છે કે નહિ?"

જયંતિલાલની બુમરાણથી કમળા બહાર આવી.

"શું છે અત્યારના પહોરમાં?" એણે પતિને પૂછ્યું. તે પછી ફૂલહારના કંડિયા જે શણગારેલા ઘોડા તરફ એની દૃષ્ટિ ગઈ.

"મારૂં કપ્પાળ...! આ સાલા કોઈકે ટીખળ કર્યું લાગે છે... તમે જુઓને આ પડીકામાં શું છે?"

કમળા પડીકું છોડવા લાગી...

એટલામાં પંદર વીસ માનવીઓનું બૅન્ડ સાથેનું ધાડું આવી પહોંચ્યું!

એમને જોતાં જ જયંતિલાલે તાડુકો કર્યો.

"આવ્યા, આ શું છે, અહીં?..."

બૅન્ડ માસ્તર મુસલમાન હતો. એણે આગળ આવીને કહ્યું "જયંતિલાલ શેઠ આપકા નામ!..."

"હા, હા, ભાઈ! હું જ મુઓ છું બોલ...મેં કંઈ તમને તેડાવ્યા નથી."

"કયું નહિં? આપકા આદમી આકે તો કલ નક્કી કર ગયા થા. ઉસને મેરેકું પાંચ રૂપૈયા તો બાનાકા બી દીયા..."

"ના, ભાઈ, ના. મારે ત્યાં કંઈ દીકરો પરણતો નથી...!"

એ વખતે કમળાએ છાપખાનામાંથી આવેલી કંકોત્રીઓ અને પચીસ રૂપીઆનો આંકડો લાવીને જયંતિલાલને આપ્યાં. આંકડામાંથી ત્રણ રૂપીઆ 'અગાઉથી આપેલા તે' કરીને કાપ્યા હતા!

એક કંકોતરી હાથમાં લઈને જયંતિલાલે વાંચવા માંડી:

"**શ્રીમાન,**

મારા પુત્ર ચિ. અજિતકુમારનું શુભ લગ્ન શ્રી વિરંચીલાલ ઘનશ્યામદાસનાં પુત્રી ચિ. ભારતીદેવી સાથે સંવત ૧૯૯૭ના માગ-

શર વદ ૧૦ ને ગુરૂવારને રોજ નિર્ધાર્યું છે. એ માંગલિક પ્રસંગે વરવધૂને આશીર્વાદ આપવા, આપ સહકુંટુંબ પધારી આભારી કરશો.

લિ. સ્નેહાધીન

**જયંતિલાલ ગોપાળદાસ"**

જયંતિલાલ તો એ વાંચીને આભો જ બની ગયો!

વહેલો વહેલો એ ઘરમાં દોડી ગયો અને અજિતને બોલાવી એના હાથમાં કંકોત્રી મૂકીને પૂછવા લાગ્યો:

"આ બધું શું છે?"

બહાર ધાંધલ શરૂ થઈ ગઈ હતીઃ બૅન્ડવાળાઓએ મોટે સુરે બૅન્ડ વગાડવાનો આરંભ કરી દીધો હતો! એમને જોઈને માળી તેમજ શણગારેલા ઘોડાવાળો પણ 'આમનું થશે તે મારૂંયે થશે' માનીને એક બાજુ પર ગોઠવાઈ ગયા હતા.

બૅન્ડ વાગતું સાંભળીને આસપાસનાં મકાનોની બારીઓમાં અને ઓટલાઓ ઉપર જોનારાંઓની ઠઠ જામી ગઈ હતી!

પિતાએ આપેલી કંકોત્રી વાંચીને અજિત દિગ્મૂઢ બની ગયો.

"અજિત!"

અજિતને મૌન ઊભેલો જોઈને જયંતિલાલે ફરીથી પૂછ્યું: "આ શાં કારસ્તાન માંડ્યાં છે?"

"મને કશી જ માહિતી નથી."

"તારા કૉલેજના દોસ્તોમાંથી તો કોઈએ આ ધતિંગ ઊભું કર્યું નહિ હોય ને?"

"એ પણ કેમ કહી શકાય?" અજિત ઓચી ખંજવાળતો, મૂંઝાતો, ઊભો જ રહ્યો

બહાર બૅન્ડવાળાએ બુમાબૂમ શરૂ કરી દીધી હતી. અને ધાંધલ વધી પડે એવો મામલો લાગતો હતો! શું કરવું? એનો તોડ કાઢવો મુશ્કેલ હતો. એથી જયંતિલાલ અકળાયા.

એમણે રામાને કહ્યું: "અલ્યા, પાંડુ! જા પેલા લોકોને કહે કે અહીંથી ચાલ્યા જાઓ!"

"મારા કહેવાથી નહિ જાય તો?" રામાને તકરાર થવાનો ડર લાગતો હતો.

"પણ તું જાતો ખરો! મારા...બધાયે ડાહ્યા છે તો!" જયંતિલાલે ફરીથો પણ નોકર ઉપર રોષ ઠાલવ્યો.

પોતાનું બહાર કશું ન ચાલે ત્યારે નિર્બળ માણસો હમેશાં ઘરમાં જ શૂરાતન બતાવે છે!

પાંડુ ભાગે પગે બહાર ગયો અને વીઠુએ આવીને શેઠના હાથમાં ટપાલના પત્રો મૂકયા.

એમાંથી એક બીજી કંકોત્રી નીકળી. જયંતિલાલે જલદી જલદી એની ઉપર આંખ ફેરવી નાખી:

"સુજ્ઞ મહાશય,

સવિનય નિવેદન કે અમારી પુત્રી ચિ. ભારતીદેવીનાં લગ્ન ચિ. અજિતકુમાર જયંતિલાલ સાથે સંવત ૧૯૯૭ના માગશર વદ ૧૦ ને ગુરૂવારને રોજ નિર્ધાર્યાં છે. એ શુભ પ્રસંગે, નવદંપતીને આશીર્વાદ આપવાને, આપ સહકુટુંબ પરિવાર પધારી અમને આભારી કરશોજી.  આપનો

વિરંચીલાલ ઘનશ્યામદાસ"

"આ તે શું થવા બેઠું છે?" જયંતિલાલે કમળા તરફ એ કંકોત્રી ફેંકી.

ભારતીના પિતા તરફની કંકોત્રી વાંચીને કમળાને આશ્ચર્ય થયું. "કદાચ વિરંચીલાલે તો નક્કી કર્યું નહિ હોય?"

એને એ વિચાર થયો, પરંતુ એ શબ્દોમાં વ્યક્ત કરતાં એનો જીવ ન ચાલ્યો.

પાંડુએ બહાર જઈને બધાને ચાલ્યા જવાની શેઠની આજ્ઞા સંભળાવી. એટલે તો અત્યાર સુધી ધૂંધવાઈ રહેલા અગ્નિમાં ઘી હોમાયું!

" પેસા દેદો પીછે જાઈંગે? કૂછ મુફત બૅન્ડ બજાનેકું નહિ આયે!"

બૅન્ડ માસ્તરે બગાડો પાડ્યો!

" હાં, હાં, હુંય તે ઘોડો અમસ્તો નથી લાવ્યો..." ઘોડાવાળાને પણ શૂર ચડ્યું.

" અરે, મિયાં સાહેબ! આ ફૂલ મંગાવ્યાં છે ને હવે પૈસા આપવા નથી." માળી બૅન્ડવાળાને કહેવા લાગ્યો.

" ક્યું પૈસા નહિ દેગે?...બડા શેઠ હો ગયા હે...જા તેરે શેઠકો બહાર બુલવા લા!"

બૅન્ડવાળાનો સંદેશો લઈને પાંડુ અંદર ગયો તે પહેલાં જ જયંતિલાલે બધી વાતો સાંભળી હતી. 'વખત છે ને આમાંથી મોટો જંગ જામી જાય!' એ વિચારે તે ગભરાયા અને નજીકની પોલીસ ચોકીને એમણે ટેલિફોનથી ખબર આપી!

વિરંચીલાલને ઘેર આવું નાટક નહોતું થયું. જો કે છાપખાનાનો માણસ એમને પણ કંકોતરીનું પડીકું આપી ગયો હતો. અને પાછળથી ટપાલમાં એમને જયંતિલાલવાળી કંકોત્રી પણ મળી હતી!

વિરંચીલાલે ભારતીને બોલાવીને બેઉ પ્રકારની કંકોત્રીઓ એને વાંચવા આપી. અને ભારતીએ વાંચીને પિતાને તે પાછી આપી, ત્યારે એમણે ગંભીરતાથી એને પૂછ્યું:

" તને કોઈની ઉપર વહેમ આવે છે, બહેન?"

" હા. પણ એકદમ શંકા લાવવી..."

" ...તે ખોટું. આપણે ઉતાવળ કરવી નથી. તેમ બહાર આ બાબતમાં કશી હોહા યે કરવી નથી. પણ તું ધ્યાન રાખતી રહેજે."

વિરંચીલાલ પુત્રીના પિતા હતા. મોટી વય સુધી કુંવારી રહી, કૉલેજમાં જતી કન્યાઓની સામે હજુ કેવી કેવી મુશ્કેલીઓ ઊભી થાય છે એનો એમને કડવો અનુભવ હતો.

ભારતી ગઈ ત્યારે વિરંચીલાલના મોં પર કેવળ ઠંડી ગંભીરતા છવાયેલી હતી : પરંતુ એમના હૈયામાં જ્વાલામુખી ધીકી રહ્યો હતો.

"હજુ પોતાની જુવાનીને લજવે એવા છોકરાઓ છે ખરા? નારીજાતિની સાથે આટલી નીચતા બતાવનારા પામર જુવાનો જ્યાં સુધી દેશમાં જીવતા છે, ત્યાં સુધી ગાંધીજીની સ્વરાજની લડતમાં સફળતા શી રીતે સાંપડવાની હતી?"...વિરંચીલાલને બીજો વિચાર પણ થયો: "આજ કાલનાં છોકરાંઓનું કંઈ કહેવાય નહિ. વખત છે ને ભારતી અને એ છોકરાએ ખાનગી સમજણ કરી પરણી જવાનો વિચાર કરી નાખ્યો હોય તો?"

પરંતુ એ વિચારને એમણે ઉગતો જ ડામ્યો.

"મારી ભારતી એવી નથી. પોતાનું ધાર્યું કરવાની હોય છતાં એ છૂપાવે નહિ. એટલી નૈતિક હિંમત તો એનામાં છેજ..."

જયંતિલાલને આંગણે ત્યાં સુધીમાં નાનકડું રમખાણ શરૂ થઈ ગયું હતું. પરંતુ સમયસર પોલીસ આવી પહોંચી એટલે તોફાન થતું અટકી ગયું! છતાં ખાનગી રીતે મામલાની પતાવટ થઈ નહિ.

અને જયંતિલાલને ફરિયાદી બનીને પોલીસની સાથે ખેંચાવું પડ્યું!

સુરેશ ઈંદુમતિને પ્રદર્શનમાં મળ્યો તે પછી એ બન્ને મરિનડ્રાઈવ પર ફરવા ગયાં.

નરિમાન પોઈન્ટ પર તેઓ એકલાં પડ્યાં એટલે સુરેશે આકાશમાં ચંદ્રને જોઈને કહ્યું: "ઈંદુ ! સૂર્યના બિમ્બને તો સળગતું જોયું છે: પણ હવે તો ચન્દ્ર સુદ્ધાં શીતળતાનો સ્વભાવ ત્યાગીને દાહક બનવા લાગ્યો છે..."

"જેમ બરફ માનવીને દઝાડી મૂકે છે તેમ ?"

ઈંદુએ આબાદ શરસંધાન કર્યું એ સમજીને સુરેશે કહ્યું:

"ઈંદુ, આ ચાલાકી ભારતીના સત્સંગનું પરિણામ હશે ?"

"મારામાં તને ચાલાકી દેખાય છે? કે એ રીતે તું મારી સમક્ષ ભારતીના ગુણાનુવાદ કરે છે ?"

"ઈંદુ, આપણે અહીં સુધી આવ્યાં છીએ તે લડાઈ માટે નહિ..."

"ત્યારે ?"

 "આનંદ અર્થે."

"મેં તો માન્યું હતું કે, આનંદનાં સાધનો તો તારે ઘણાં ય છે. પરંતુ લડાઈ માટે તો એક માત્ર ઈંદુ જ છે!"

"ઈંદુ ! ઈંદુ !" આસપાસ જોઈ એણે એનો ચિબુક પકડયો.

"સુરેશ ?" ઈંદુએ એક જ છણુકા સમેત એના હાથને ધકેલી નાખ્યો.

આજે મારો પ્રિય ઈંદુ ક્રોધ રૂપી વાદળ પાછળ ઢંકાઈ ગયો છે કે..."

"ના. એને રાહુનું ગ્રહણ લાગ્યું છે!"

"ઈંદુ, બધી વાતો હવે ભૂલી જા."

"અને..."

"આપણે પાછાં મિત્રો બનીએ."

"શા માટે ?"

"હું તારો મિત્ર છું માટે..."

"હતો. પણ એ તો ખોવાઈ ગયો. આજે તારે કંઈ મારી ગરજ પડી ! ભારતીએ તિરસ્કાર કર્યો કે શું ?"

"એમ સમજીને તું ભારતીના પક્ષમાં ભળી ગઈ અને અજિતની પક્ષકાર બની છે ?"

"શત્રુનો શત્રુ તે મિત્ર..."

"અરે વાહરે ! ઈંદુ ! તું આમ બોલે છે ત્યારે કેવી મીઠી લાગે છે ? તું ખરેખર ભોળી છે. અજિતને તું ઓળખતી નથી. એ બહારથી દેખાય છે તેટલો વેદિયો નથી."

"એનું મારે શું ?"

"હું કહું છું કે એની સાથે તારે નિસ્બત છે."

"એટલે ?"

"એટલે એ કે અજિત ભારતીને ઉલ્લુ બનાવે છે..."

"ભલેને..."

"અજિત ને દીપક અત્યારે એક છે..."

"હશે..."

"અને દીપક ભારતીને હાથ કરવા મથે છે..."

"તે ભારતીએ જોવાનુ છે."

"અજિત દીપકને એમાં મદદ કરે છે..."

"કરતો હશે. કૉલેજમાં ભણુતા બધા જુવાનિયા પાગલ હોય છે."

"અને એમાંથી અજિત નામનો પાગલ; ઈંદુ નામની પગલીની પાછળ દીવાનો બની ગયો છે..."

"બિલકુલ ખોટું."

"અને સાચું હોય તો?"

"હું માનું જ નહિ ને!"

"સાબિતી આપું તો?"

"તો...શું?..."

"મારી સાથેનું રૂસણું તારે છોડવું એટલી શરત!"

"અજિત બહુ જ ભલો માણસ છે. એને ફસાવવાની તારી જ કંઈ યુક્તિ પણ હોય!"

"ઈંદુ, તું મને એટલો અધમ માને છે?"

સુરેશે પૈસાના પાકીટમાંથી એક પત્ર કાઢીને ઇંદુના હાથમાં મૂકયો.

"હવે તારે જે માનવું હોય તે માનજે. ઈંદુ, તું ભલે ગમે તેમ માનતી હો, પરંતુ એક ઈંદુ સિવાય મારી બીજી કોઇ મિત્ર નથી. માટે જ અજિતે તને આપવા તૈયાર કરેલો આ પત્ર મેં મેળવ્યો છે..."

"મારી ઉપર ઉપકાર કરવા કે અજિત સામે વેર લેવા?"

"તને જો મારો એટલોયે વિશ્વાસ ન હોય, તો મારે હવે કશું જ કહેવું નથી. છતાં જરૂર પડે હું તારો જ છું એટલું યાદ રાખજે."

એ શબ્દો બોલતાં બોલતાં જ સુરેશ ઊભો થઈ ગયો.

"સુરેશ, તને માઠું લાગ્યું?" ઈંદુએ એનો ખભો પકડીને નમ્રભાવે કહ્યું.

સાગર તટે એકાંત જામતું જતું હતું: પગ આગળ ઈંદુના હૈયાના જેવા સાગરના તરંગો આવી આવી અથડાતા હતા: માથા પર ગગનના ઝરૂખે ચડીને નિશાનાથ ડોકીયાં કરતો હતો અને એનું પ્રતિબિંબ મહાસાગરનાં મોજાંઓ સાથે સંતાકુકડી રમતું હતું.

સુરેશના હૈયામાં એમ ઈંદુ સંતાકુકડી રમતી હતી કે ઈંદુના હૈયામાં સુરેશ, એ સમશ્યા અણઉકેલ જ રહી.

# પ્રત્યાઘાત

જયંતિલાલને ઘેર રાત્રે એક પીઢ માણસ મળવા ગયો, એની રામા મારફત ખબર સાંભળી, ત્યારે "આ વળી કંઈ નવું ધતિંગ તો નહિ હોય ને?" એવા વિચારની વીજળી એમના માથામાં ચમકી ગઈ.

"કોણ છે?" એમણે કંટાળીને રામાને પૂછ્યું.

"એ તો ખબર નથી."

"નામ?"

"કહો તો પૂછી આવું!"

"ગમાર! ...કેવો લાગે છે?!'

"શેઠીઆ જેવો..."

"વારુ બોલાવ!"

"વગર પરિચયે જ આવવાની હિમત કરી છે." જય જય માટે હાથ જોડીને દીવાનખાનામાં પ્રવેશ કરતાં જ આગંતુકે કહેવા માંડ્યું.

 "બેસો..." કોણ જાણે આમાંથી વળી શું ઈદંતૃતીયં

નીકળવાનું હશે એવી શંકાથી જયંતિલાલે, એક જ શબ્દ કહીને ઇશારત કરી.

"...પરંતુ આવવા જેવું હોવાથી જ આવવાની મને ફરજ પડી છે," આવનારે જયંતિલાલને સાંભળ્યા જ ન હોય તેમ, પોતાની વાત પૂરી કરી.

"મારા લાયક કંઈ કામ..."

"...તો માત્ર આટલું જ હતું."

બોલનારે એ વખતે ખિસ્સામાંથી એક પરબીડિયું કાઢીને જયંતિલાલના હાથમાં મૂકયું. "આ તમે મોકલ્યું છે?"

પરબીડિયું જોતાં જ જયંતિલાલ મળવા આવનારને તેમ જ મુલાકાત પાછળના રહસ્યને સમજી ગયા. એમણે પોતાને એ જ સવારે મળેલો પત્ર ટેબલના ખાનામાંથી કાઢીને આવનારને આપ્યો અને કહ્યું: "અને, આ તમે મોકલાવ્યો હતો?"

"સમજ્યો, ત્યારે તો અમારી માફક તમે પણ..."

"અમારી કથા તો અતિ કરુણ છે!...આપ જ વિરંચીલાલને?"

પછી તો જયંતિલાલે પોતાને ઘેર સવારમાં બનેલી તમામ ઘટના એમને કહી સંભળાવી.

"તમને કોઈની તરફ શક જાય છે ખરો?" વિરંચીલાલે પૂછ્યું.

"હજી સુધી તો નહિ. મારો અજિત આવી બાબતમાં કદીયે ઉતરે એવો નથી..."

"એક ભૂંડી થઇ, જયંતિલાલ! આ વાત પોલીસમાં ગઇ ન હોત તો ઠીક."

"નિરૂપાય બને ત્યારે માનવી શું કરે?"

"ભાઈ, તમે તો છોકરાના બાપ છો. તમને દીકરીના પિતાના દિલની વાત ન સમજાય. હું આજે જ છૂપી પોલીસના મૂખ્ય અમલદારને મળી આવ્યો. એણે તાંત્રિક તપાસથી ગુન્હેગારોને શોધી

કાઢવાની ખાત્રી આપી હતી. પરંતુ હવે તો વાત જગજાહેર થઈ જશે!" વિરંચીલાલ જરા ગમગીન થયા.

"વિરંચીલાલ, આમાં પ્રતિષ્ઠાનો તો આપણા બેઉને માટે સરખો જ પ્રશ્ન છે ને?"

"ખરૂં. છતાં તમે પુત્રના પિતા છો!...તમારી તો કાપડની દુકાન છે ને?" વિરંચીલાલે એકાએક વાત પલટાવી.

"હા."

"અજિતકુમાર હશે, ઘરમાં?"

"છે, પરીક્ષાઓ નજીક આવે છે ને. વાંચતો હશે. એને તો એ ભલોને એનો અભ્યાસ."

"ભારતી એના સંબંધમાં ઘણી વખત વાતો કરે છે!–જરા બોલાવશો? જે થવાનું હશે તે થશે: પણ આટલે સુધી આવ્યો છું ત્યારે જોતો તો જાઉં!"

"આપને મારા છોકરા સંબંધમાં કંઈ શંકા આવી છે?" જયંતિલાલે ગંભીર વદને પૂછ્યું.

"માઠું ના લગાડતા જયંતિલાલ, પરંતુ અત્યારનાં છોકરાંનો ઝાઝો વિશ્વાસ નહિ. લાગ આવે એ તો માબાપોને ય રમાડી જાય. કેમ ખરૂં કે નહિ?" વિરંચીલાલ વાક્ય પૂરૂં કરવાની સાથે જ હસ્યા.

જોડે જયંતિલાલને હૈયે ધીરપ વળી.

"અજિત એ પ્રકારનો નથી હો." એમણે કહ્યું.

"એમ તો મારી ભારતી માટે મને ગળા સુધીનો ભરૂંસો છે: પણ ભારતી અજિતનાં ખૂબ વખાણ કરે છે. એટલે આજે પ્રસંગ મળ્યો છે, ત્યારે જરા એને જોઈ તો લઉં!"

જયંતિલાલ એ વાક્યનો જુદો જ અર્થ તારવતા અજિતને બોલાવવા ગયા.

અજિત આવ્યો ત્યારે જયંતિલાલે કહ્યું: "અજિત, આ ભારતી બહેનના પિતા – વિરંચીલાલ!"

નમસ્કાર કરીને અજિત ઊભો રહ્યો,

"આવો, અજિત, અહીં બેસો..." વિરંચીલાલે વિવેક કર્યો.

અજિત એમની સામેના સોફા પર બેઠો. આજે એ પણ ગમગીન હતો. એણે વધુ ગમગીન બનીને, ગંભીર અવાજે કહ્યું :

"આપના દિલને આજે કેટલું બધું દુ:ખ થયું હશે !"

"એ તો હવે પરસ્પર વિચાર કરવાનો પ્રશ્ન બની ગયો છે. બીજું ગમે તે થયું હોય, પરંતુ આ પ્રકારનાં અધમ કામ કરનારે આપણ સૌને મળવાની તક આપી અને જયંતિલાલ તેમ જ હું એથી મિત્ર બની શક્યા, એ જેવો તેવો લાભ નથી !"

"આપનો ઉપકાર."

"અજિત, તમને કોઈની ઉપર વહેમ છે ખરો ?"

"ખરી રીતે તો મારે અંગત તો કોઈની યે સાથે વિરોધ નથી. બીજા કોઈનો મારી તરફ વિરોધ હોય એવું હું માનતો પણ નથી. તેમ છતાં આ બાબતમાં એકાએક તો આક્ષેપ કોઈની પણ સામે શી રીતે મૂકી શકાય ! કૉલેજમાં કેટલાક છોકરાઓ ટાખળી હોય પણ ખરા."

"તપાસ કરીને કહેશો ?"

"જરૂર. મને મારા કરતાં ભારતીને માટે વિશેષ લાગે છે. એમને આપ મારી વતીથી આશ્વાસન આપજો."

"ભલે. જાઓ ત્યારે વાંચો."

નમસ્કાર કરીને અજિત ગયો.

"આવા પુત્રના તમે પિતા છો તેથી નસીબદાર છો. આવાઓને માટે કાવતરું કરનારા કેટલા બધા દુષ્ટ હોવા જોઈએ ?" અજિતના ગયા પછી વિરંચીલાલે કહ્યું.

"દુનિયા એવી જ છે." જયંતિલાલ ફિલસૂફની અદાથી બોલ્યા.

વિરંચીલાલને બારણા સુધી વળાવીને આવ્યા ત્યારે જયંતિલાલના હૈયા પરથી અડધો બોજો ઓછો થઈ ગયો હતો.

# અતુલ

અજિત અને ભારતીના ઘેર જે દિવસે અણકલ્પ્યાં ધતિંગની ધમાલ થઈ ગઈ, તે જ દિવસે ત્રીજા પહોરને સુમારે સુરેશના મિત્ર અતુલના કાકા ભગુભાઈ શેઠની ઑફિસમાં નવું તોફાન જાગ્યું હતું.

ભગુભાઈ અતુલના કાકા થાય : અતુલના પિતાનું અવસાન થયું હતું અને ભગુભાઇ નિઃસંતાન હતા. એટલે અતુલના શ્રીમંત કાકાનો આગ્રહ હતો કે, એણે પેઢી તેમ ઑફિસના કામ તરફ ધીમે ધીમે ધ્યાન આપવું. પરંતુ અતુલને હમણાં એટલી ફુરસદ મળતી નહિ.

એ કૉલેજમાં જતો : પરંતુ પાસ થવા કે જ્ઞાન મેળવવા કરતાં ગમ્મત માટે ખાસ. સુરેશ અતુલનો મિત્ર હતો. અતુલને સુરેશની દોસ્તી ગમતી. કેમકે એ ટીખળી, તોફાની અને સ્વચ્છંદી હોવાથી એની સાથે મોજ ઠીક પડતી! પૈસા તો અતુલના કાકાના હતા જ!

 આજનું એમનું વિહારસ્થાન કાકાની ઑફિસ બની હતી.

"આજે કાકા સુરત ગયા છે એટલે આપણે ઑફિસમાં જ જમાવીશું: ઠીક મોજ પડશે!" એવા આગ્રહ સાથે અતુલ સુરેશ અને બીજા બે ત્રણ દોસ્તોને પોતાની જ મોટરમાં ખેંચી લાવ્યો હતો.

અતુલના હાથમાં પીસ્તાંની કોથળી હતી: આગ્રહ કરી કરીને તે સહુને પીસ્તાં આપતો: "ખાઓ યાર, ખાઓ! આ દુનિયામાં તો ખાધું-પીધું તે જ ખરૂં!"

ભગુભાઈની ચેમ્બરની બાજુમાં બીજી એક ચેમ્બર ખાલી હતી ત્યાં સહુએ ધામા નાખ્યા. અતુલે ઑફિસના સિપાઈને બોલાવી નાસ્તાપાણીની ગોઠવણ કરી નાખી.

અંદર પીસ્તાંની ખેંચાખેંચ શરૂ થઈ. થેલી ઉપર કોઈક રૂપવતિ યુવતીની છબિ છાપેલી હતી. અતુલની દૃષ્ટિ એની તરફ ગઈ. અને એ ભાઈ લટ્ટુ બની ગયા!

"સુરેશ! કેવી છે...?" એણે હાથમાંથી જ થેલી બતાવીને પૂછ્યું.

"દૂરથી કેમ કહી શકાય? લાવ જોઉં?"

"એ મારી છે: બીજાને ન અપાય!"

"બીજાની મદદ વિના તારાથી એ કામ પાર ઉતરી શકે તેમ નથી?"

"કેમ જાણે આ છબિમાંની સુંદરી તું લાવી દેવાનો હોય?"

"અતુલ, આ સુરેશના શબ્દકોશમાં 'અશક્ય' જેવો તો કોઈ શબ્દ જ નથી! તું નથી જાણતો?"

"રહેવા દેને યાર, એ બધી તારી ડંફાસ? તું તો વાતો બહુ કરવાનો પણ કામના વાખા?" અતુલ હસ્યો. અને એ શ્રીમંતના વારસની સાથે બીજાઓને હસવું પડ્યું!

"અતુલ! તું એ-વું માને છે?"

"નહિતો. તેં પેલાનું શું કર્યું એ જ કહે! મેં તો તારા કહેવા પ્રમાણે બધું યે કર્યું..."

"થોડીક ઠીકરીઓ ખરચી એને! પરંતુ બંદાનાં પરાક્રમની તને જ્યારે ખબર પડશે, ત્યારે તું કહીશ કે વાહ્!"

સુરેશ અતુલના કે બીજાના રૂપિયાને ઠીકરાં ગણતો!

"વાહરે બંદા! પણ એમાં અતુલના શું દાળિયા પાક્યા?..."

નાસ્તો આવ્યો એટલે વાતનો રસ ઉડી ગયો! શ્રીમંતાઈના મધપૂડા પાછળ બણબણતી માખોને મધુબિંદુની જ લાલચ હોય છે! તેઓને શ્રીમંતોની વાતોમાં માલ દેખાતો નથી અને એમની અક્કલ વિષે તો એમણે પહેલેથી જ છેદ ઉડાવી દીધો હોય છે!

નાસ્તા પર તૂટાતૂટ ચાલી રહી હતી. એ વખતે સિપાઈએ આવીને કહ્યું: "અતુલભાઈ! આપને કોઈ મળવા આવ્યું છે."

"બેસાડ હમણાં એને બાજુના ખંડમાં." અતુલે વિશેષ પડપૂછ કર્યા વિના જ કહી દીધું.

ખાઈ રહ્યા પછી અંદર અંદર મિઠાઈ અને ભજિયાં–કચોરીની સામગ્રીની ફેંકાફેંકી શરૂ થઈ ગઈ હતી: ગરબડનોયે પાર નહોતો રહ્યો.

અતુલનાં આ પ્રકારનાં છાનાં તોફાનોથી ઓફિસના માણસો તેમ સિપાઈઓ કંટાળી જતા; પરંતુ શેઠના ભવિષ્યના ગાદીવારસ સામે એમનાથી બોલી શકાતું નહિ. જો કે કાકાના કાને આ તોફાનોનો ગણગણાટ પહોંચ્યો હતો અને તેથી એ નારાજ પણ થયા હતા. છતાં અતુલની વિરૂદ્ધમાં ફરિયાદ કરવાની કોઈ હિંમત કરતું નહિ. એટલે ભગુભાઈની મોટર આવી છતાં સિપાઈએ અતુલને ચેતવ્યો નહિ; આજે શેઠ જાતે જ બધો મામલો જોઈ જાય તો ઠીક એવી ઇચ્છાથી.

અંદર ખૂબ ધમાધમી જામી હતી: ધિંગામસ્તીની સીમા નહોતી. ત્યાં જ વાદળમાંથી વીજ ચમકે તેમ ચેમ્બરનું પાછળનું બારણું ઉઘડ્યું અને ડોકાયું ત્યાં રીસભર્યું મુખડું... ભગુભાઈનું!

એમણે જે બારણું ઉઘાડ્યું હતું તેની તરફ અતુલની પીઠ હતી.

પરંતુ સામે બેઠેલા એના મિત્રોએ કાકાની આંખોમાં સળગતા અંગારા જોયા અને તેઓ ઢીલા પડી ગયા !

અતુલ ઠસ્સાથી એ વખતે બોલી રહ્યો હતો:

"મારા કાકા કંજૂસ છે, પરન્તુ જ્યારે હું આ ઑફિસનો માલિક બનીશ..."

કોઇકે એને ઈશારત કરી : અતુલે પાછળ જોયું...

"અતુલ ! આ મહત્ત્વના કાર્યમાંથી પરવારે ત્યારે જરા મને મળી જજે !"

ઠંડી આગ જેવાં કાકાનાં એ વચનો સાંભળી અતુલના ગભરાટની સીમા ન રહી ! "ઓહ ! કાકા !" એને ઉધરસ આવી ગઈ જેમ તેમ કરીને એ બોલ્યો: "આપ તો સુરત ગયા હતા ને ?"

"ગયો જ હતો...!" અને ભગુભાઈ વધુ ન બોલતાં પોતાની ચેમ્બરમાં ગયા.

અતુલ અને એના દોસ્તો તેલમાં ડુબેલી માખ જેવા બની, ગુપચુપ ટેબલ સાફ કરવા મચ્યા ! દોસ્તોને જેમ બને તેમ જલદી છટકી જવું હતું. પરંતુ એ વખતેજ બન્ને ચેમ્બરોને જોડતા પડદાની ડોકાબારી એ વખતે જ ઉઘડી અને અવાજ સંભળાયો :

"અતુલ, જરા અહીં આવી જા તો ?"

બારી બંધ થઈ : અતુલ ગભરાતો ગભરાતો કાકાની આજ્ઞાનું પાલન કરવા ઉઠયો : એ જ વખતે સુરેશની સરદારી નીચે એના તાલીમિત્રો વ્યવસ્થિત પીછેહઠ કરી ગયા !

ભગુભાઈની ચેમ્બરમાં, એમની આરામ ખુરશીમાં પડચો પડચો મેલાં કપડાંવાળો એક માણસ ઘોરતો હતો ! એણે બે પગ લાંબા કરીને શેઠના ટેબલ પર ગોઠવ્યા હતા: ઊંઘમાં એનું મોઢું ઉઘડી ગયું હતું અને નસકોરાંમાંથી આરોહ–અવરોહના તાલ સાથે દીર્ઘ અવાજ થઈ રહ્યો હતો !

ભગુભાઈ શાંત સ્વભાવના વ્યાપારી હતા : એ ભાગ્યે જ ગુસ્સે થતા. કેમકે ગુસ્સાનો એક પણ ભાવ પ્રકટ રીતે બતાવ્યા સિવાય, શાંત રીતે શબ્દસંધાન કરી લક્ષ્યને વેધવાની કળા એમને સાધ્ય હતી.

અતુલ એમની ચૅમ્બરમાં ગયો, ત્યારે પણ જાણે કશું જ બન્યું ન હોય, તે રીતે, આરામખુરશી તરફ આંગળી ધરીને એમણે પૂછ્યુંઃ "આ મહાશય પણ તારા દોસ્ત હશે ?"

અતુલ એને જોતાં જ ચમક્યો !

"પોતે ક્યાંના શેઠ છે ?" અતુલનું મૌન જોઈ ભગુભાઈએ બીજો ઘા કર્યો.

"મને ખબર નહિ કે આ અહીં આવીને પડ્યો હશે !" અતુલની જીભ થોથરાઈ

"કઈ કૉલેજમાં આ શ્રીમાન......"

"એ તો હોસ્ટેલનો રસોઈઓ છે. કોણ જાણે એ શા કામ માટે આવ્યો..."

"વખતે એણે માન્યું હશે કે આ વેઈટિંગ રૂમ ઠીક છે !"

"એને જગાડું..."

"જો એમ કરવું તને ઉચિત લાગતું હોય તો ! એને બીજે કશે સુવાની સવડ કરી આપીને તું પાછો આવ. મારે તારી સાથે ઘણી અગત્યની વાત કરવાની છે."

અતુલે હાથ ખેંચીને રસોઈઆને જગાડીને બહાર કાઢ્યો.

અંદર આવતાં જ અતુલે નમ્ર વદને કહ્યુંઃ "હું બહુ જ દિલગીર છું !"

"શા માટે, ભાઈ !"

"જે બન્યું તે..."

"તેં આ ઑફિસને શિસ્તભંગનો સર્વોત્કૃષ્ટ નમૂનો બનાવવામાં ઠીક કુશળતા બતાવી છેઃ હવે માત્ર કંજૂસ કાકાને ઉદારતા શીખવવાનો અખતરો બાકી રહ્યો છે..."

"મને માફ કરો ! મારી..."

"હા, તારી જવાબદારી મારે શિરે છે : મને લાગે છે કે હું એ ઉપાડવાને યોગ્ય થઈ શક્યો નથી. એટલે મારે મારી એ અયોગ્યતાના સ્વીકાર સાથે, મારી પછી આ ઑફિસ, પેઢી વગેરેનો બોજો તારી ઉપર ન પડે, એવી તજવીજ કરવી જોઈએ."

"કાકા..."

"ભાઈ બુઢ્ઢો માણસ છું ને ? ઘરડાઓમાં જુવાનો જેટલી શક્તિ તેમ અક્કલ હોતાં નથી..."

"મને માફ કરો..."

"કેટલી વખત, અતુલ ?"

"માત્ર હવે એક જ વખત..."

"પછી ?...તો તારે એક જ શરત પાળવી પડશે."

"કબૂલ."

"તો સુરેશની સોબત છોડી દે. મારે બીજી કોઈ શરત કરવી નથી. તેં એક જ વખત માટે માગણી કરી છે : મેં પણ એક જ શરત મૂકી છે : હવે આ સંબંધમાં હું બીજી વખત વિચાર નહિ કરું. હવે જાઓ !"

"આના કરતાં તો કાકાએ ગોળી મારી હોત તો સારું."

અતુલને એવો વિચાર થયો. પરંતુ હવે ત્યાંથી નીકળી જવામાં જ માલ છે એમ સમજીને તે ચાલ્યો ગયો.

એના ગયા પછી આગલા ખંડમાં કારકુનો અને બહાર સિપાઈઓ બીનતારી નેત્રભાષામાં હાસ્યના સંદેશાનો વિનિમય કરી રહ્યા હતા.

જયંતિલાલને ઘેર બનેલી ઘટનાનો વૃતાંત આકર્ષક મથાળાં નીચે બીજે જ દિવસે અખબારોમાં પ્રસિદ્ધ થઈ ગયો હતો.

તે દિવસે કૉલેજના વિદ્યાર્થીઓમાં મૂખ્ય ચર્ચાનો વિષય એ જ પ્રશ્ન બની ગયો હતો : સુરેશની એમાં આગેવાની હતી.

ટીખળી છોકરાઓને આજે ઠીક મજા પડી હતી. અતુલ હમેશાં આવાં તોફાનોમાં વિશેષ રસ લેતો, પરંતુ આજે એની રસવૃત્તિ ઠરી ગઈ હતી. સુરેશે એને વર્તમાનપત્ર બતાવીને જ્યારે પૂછ્યું: "જોયું ને આજનું આ છાપું ?" ત્યારે એણે નિસ્પૃહની માફક કહી નાખ્યું: "સુરેશ, મને આવાં ધતિંગોમાં રસ નથી!" ત્યારે સુરેશને ખૂબ આશ્ચર્ય થયું.

"કેમ કાકાશ્રીએ કંઈક કડવો 'ડોઝ' પાયો કે શું ?" સુરેશે એનો ખભો થાબડીને પૂછ્યું. "દીકરા, તારા પૈસાનો સદુપયોગ થયો છે કે નહિ, એ કહે હવે ?"

"સુરેશ મને લાગે છે કે તું વિનોદની હદ ઓળંગી જાય છે!" અતુલ ગંભીરતાથી બોલતો હતો. "આમાંથી વાત વધી જાય તો..."

"અતુલ, ગભરાય છે? આ બધું શું મારે માટે છે?" તે પછી એણે અતુલના કાનમાં કેટલીક વખત સુધી ગુફતેગો કરી. અને વળી એ પ્રકટ રીતે કહેવા લાગ્યો : "ગભરાય છે શા માટે? આટલાથી જ જો આમ ડગી જઈશ તો પછી ભારતી..."

"...સુરેશ, બસ કર. મારે તારી વાત સાંભળવી નથી."

"કંઈ મિજાજ ઠેકાણે લાગતો નથી!"

"એમ સમજ." એટલું કહીને કંટાળેલો અતુલ ચાલી ગયો.

એથી સુરેશનું મોં જરા પડી ગયું. આ ઘટના દૂરથી ભારતી જોઈ રહી હતી. સુરેશ આજે ક્યારનો ભારતીને શોધતો હતો. એની દૃષ્ટિ ભારતી ઉપર પડી અને તે વિશેષ લેવાઈ ગયો!

કોલેજના વર્ગો શરૂ થાય તે પહેલાં એક તરફ આવો રંગ જામ્યો હતો, ત્યારે બીજી તરફ ઈંદુ ભારતી સાથે ગંભીરભાવે ચર્ચા કરી રહી હતી.

એણે ભારતીના હાથમાં પત્ર મૂકીને કહ્યું : "જરા આ જોને!"

આગલા દિવસના બનાવોથી ભારતીનું ચીત વ્યગ્ર બની ગયું હતું. તેમાં આજે વળી છાપામાં બધી ખબર પ્રસિદ્ધ થઈ હતી: જો કે એમાં પોતાને લગતી કોઈ બાબતનો ઉલ્લેખ નહોતો, છતાં અજિતને માટે એને બહુ જ લાગી આવ્યું હતું. એટલે ઈંદુએ આપેલો પત્ર વાંચ્યા પહેલાં જ, એને એમ તો થયું જ હતું કે, એ પત્ર પણ તોફાનીઓના ધતિંગની સાથે સંબંધ ધરાવતો હશે. તો પણ મનમાં ચાલી રહેલાં મંથનો પ્રકટ થઈ ન જાય એ હેતુથી એણે પત્ર લીધો.

"શાનો પત્ર છે?" પત્ર લેતા પહેલાં એણે ઈંદુને પૂછ્યું.

"વાંચી જોને એટલે જાણીશ." અણગમતી વાત કહેતાં માનવીને થાય એવા ભાવ ત્યારે ઈંદુના મુખ પર જણાતા હતા.

ભારતીએ ઇચ્છા ન છતાં પત્ર વાંચ્યો, એ પત્ર અજિતે લખ્યો હતો. તેમાં ઈંદુ તરફ પ્રેમ વ્યક્ત કરી, ભારતીની નિંદા કરવામાં આવી હતી. 'ભારતી કઠોર છે : એ દેખીતી રીતે સુરેશ તરફ

અણુગમો બતાવ્યાનો અભિનય કરે છે, પરંતુ અંદરખાનેથી તો એ એની મિત્ર છે. અને તેથી સુરેશ તારી અવગણના કરે છે!' એવું બધું લખી, ફરીથી પણ અજિતે ઇંદુ તરફનો પોતાનો અનુરાગ પ્રકટ કરી, એના સ્વીકાર માટે કાલાવાલા કર્યા હતા!

ભારતીએ પત્ર વાંચીને ઇંદુને આપ્યો: એ કંઇ બોલી નહિ. એને લખનારની દયા આવી.

"શું લાગ્યું, તને?"

ભારતી બોલતી નથી એ જોઈને ઇંદુએ પૂછ્યું.

"ખાસ લાગવા જેવું એમાં કંઈજ નથી."

"અજિત કેટલા ઊંડા પાણીમાં રમે છે..."

"...મને આ પત્ર અજિતનો લખેલો લાગતો નથી. છતાં એણે જ લખ્યો છે એમ તું માનતી હોય, તો પણ એ તારે ને તેણે જોવાનું છે."

"ભારતી..."

"ઇંદુ મારે એની ચર્ચામાં ઉતરવું નથી. સાહેબજી!"

ભારતી ચાલી ગઈ: ઇંદુ માત્ર આશ્ચર્યથી એને જોઈ જ રહી. "કેવી છે આ!"

એણે કલ્પના કરી હતી કે પત્ર વાંચીને ભારતી છંછેડાશે: અજિત ઉપર ગુસ્સે થશે: સુરેશ તરફની કશીક પણ લાગણી વ્યક્ત કરશે. પરંતુ એની એ કલ્પના ખોટી ઠરી. બરફ જેવી ઠંડી ભારતીના મુખપરના ભાવ જરા સરખાયે બદલાયા નહિ. એથી ઇંદુને ખૂબ નવાઈ લાગી.

'સુરેશનું આ કાવતરૂં તો નહિ હોય?' વર્ગમાં જતાં જતાં એના મનમાં શંકા થઈ.

ભારતી ઇંદુ પાસેથી ચાલી ગઈ, પરંતુ એના મનમાંની શંકા મજે ચઢી. એના મનને ખાત્રી થતી જતી હતી કે: આ તમામ

તોફાનો પાછળ સુરેશનો જ હાથ હોવો જોઈએ. એથી એને સુરેશ ઉપર તિરસ્કાર થયો : 'આટલી બધી અધમતા એક શિક્ષિત જુવાન કરી શકે? આવા માણસો આવતી કાલે રાષ્ટ્રના નાગરિક બનવાના હોય તો તે દેશને માટે પણ ભયંકર બનવાના!' એનું હૈયું સંક્ષુબ્ધ બની ગયું હતું. "અજિતની નિર્માલ્યતાને જ લીધે સુરેશ જેવાઓની અધમ વૃત્તિઓને ઉત્તેજન મળે છે." એને અજિતની પામરતા તરફ ગુસ્સો ચડયો. તે દિવસે પ્રોફેસરોનાં ભાષણો એ સમજી શકી નહિ.

કૉલેજ છુટી ત્યારે વળી નવી જ ઘટના બની. ભારતી એકલી ચાલી જતી હતી, તે વખતે હોટલના છોકરા જેવા જણાતા એક છોકરાએ આવીને એને પૂછ્યું :

"ભારતી બહેન, તમે જ કે?"

"કેમ ?"

"આ લ્યો."

છોકરો એના હાથમાં એક પરબીડિયું મૂકી ચાલી ગયો.

પત્ર લેવો કે ન લેવો એનો ભારતી વિચાર કરે તે પહેલાં પત્ર લાવનાર અદૃશ્ય થઈ ગયો. પહેલાં તો એણે એ પત્રને નાખી દેવાનો વિચાર કર્યો, તેની સાથે જ એના ટુકડા કરી હવામાં ઉછાળવાની કલ્પના થઇ, પરંતુ તેણે એમાંથી એકેય ન કર્યું.

એના મનમાં નવો જ વિચાર થયોઃ

"આ પણ કાવતરાની સાંકળની એકાદ કડી જ હશે. પત્ર મોકલનારાઓ આટલામાં જ છૂપાઈને જોતા હોવા જોઈએ. માટે આને ફાડવોયે નહિ ને નાખી પણ ન દેવો—ભલે કાવતરાખોરો ખાંડ ખાય! નાખી દઉં તો હું ડરી ગઈ છું એમ જ તેઓ માનશે. મને શાનો ડર છે? ઉજળા ગુંડાઓ કાયરો પાસે જ શૂરાતન બતાવે છે! આ પત્ર કદાચ એમની જ સામે એક નવો પુરાવો બનશે."

એ ગાડીમાં બેસી ગઈ.

પાછળ પડેલા શિકારીની ચોટમાંથી બચવા સસલું નાસે તેમ સમય ત્વરિત વેગે નાસતો હતો, છતાં ભારતીને કાળનાં ચક્રો થંભી ગયાં હોય એવો ભાસ થતો હતો.

રાત્રે પત્ર વાંચવાનો વિચાર એના કંટાળા આગળ હઠી ગયો. એટલે અકળાઈને એણે પરબીડિયું ફાડયું. પત્રની ગડીના અંત ભાગ પર દીપકનું નામ લખેલું જોયું, એટલે એણે એ પત્રને બાજુ પર નાખી દીધો.

એના તપી ગયેલા મગજની એરણ પર વિચારોના નવા ઘાટ ટીપાવા લાગ્યા:

પોતાને નવા યુગના સુધારાવાદી કહેનારા અને સ્ત્રીઓની સ્વાધીનતાના હિમાયતી હોવાનો દાવો કરનારા આજના આ નવજુવાનો કરતાં જુનવાણી યુગના પુરુષો મર્દાઈ તેમ માનવતામાં વધારે સારા ને ચઢિયાતા હતા. તેઓ ગમે તે સ્ત્રીને જોતાં જ વેવલા બની નહોતા જતા. યૌવનને આ રીતે વેડફી નાખનારાઓ સિદ્ધાંત ખાતર મરવાની વેળા આવે તે પહેલાં જ જીવવાની તેમ મરવાની શક્તિ ગુમાવી બેસે એમાં શી નવાઈ? આ બિચારો દીપક…"

એણે દીપકની સહીવાળા કાગળ તરફ જોઈને કહ્યું. અને નાખી દીધેલો કાગળ ઉંચકી લઈ વાંચવાનો આરંભ કર્યો:

"શ્રીમતિ ભારતી દેવી," એ રીતે સંબોધન કરી દીપકે પોતાને એ દેવીના ભક્ત તરીકે વર્ણવી, છેવટે એવી વિનવણી કરી હતી કે: આપના પુલકિત વદનને હું સ્વપ્નમાં પણ વિસરી શકતો નથી. હું તમારા સ્મરણ–રટનમાં અનેક રાતો અનિદ્રામાં વિતાવું છું. અને જો તમે હવે મારી વધુ વખત અવગણના કરશો, તો મારે આત્મહત્યા કરવી પડશે!"

પત્ર વાચનથી આકળી બનેલી છતાં ભારતીને હસવું આવ્યું.

તે બબડી: "આજના જુવાનો ને આત્મહત્યા સિવાય બીજું કયું પરાક્રમ આવડવાનું હતું?"

એ પત્રને એણે ગુસ્સાથી ચોળીને પૃથ્વી પર પછાડયો!

"બદમાસ, ભીરૂ, પાજી, આ પણ સુરેશનું જ કામ લાગે છે. આવા દુષ્ટોને તો એમના કર્મનાં ફળ ચખાડવાં જ જોઈએ..."

"ભારતી, જમવા ચાલ!" એની માતાનો અવાજ સાંભળ્યો ને "આવું બા!" કહી એ નીચે ગઈ.

જમતાં જમતાં વિરંચીલાલે આડી અવળી વાતો કરતાં કરતાં કહ્યું: 'મેં અજિતને પહેલી જ વખત જોયો. મજાનો છોકરો છે હોં."

વિરંચીલાલ પત્નીને ઉદ્દેશીને વાત કરતા હતા. છતાં આ વાત એમણે ભારતીનું મન માપવા શરૂ કરી હોય, તેમ એમણે એની સામે જોયું.

ભારતીએ એ વાત તરફ ધ્યાન ન આપ્યું. એ માત્ર મનમાં બબડી: "બ–હુ–જ મજાનો! પોતાની જાતનું પણ રક્ષણ કરી ન શકે એવો!"

"એના ઘરનાં માણસો પણ ભલાં છે." વિરંચીલાલે પત્ની તરફ જોઈને પોતાની વાત ચાલુ રાખી.

"ભારતી કહે છે કે એ ભણવામાં તો સહુને ય પાછળ હઠાવી દે છે."

નિર્મળાએ પતિના વાક્યની પૂર્તિ કરતી હોય એ ઢબે જવાબ આપતાં અત્યાર સુધી તટસ્થ રહેલી પુત્રીને ચર્ચામાં ખેંચવાની ઇચ્છાથી કહ્યું.

"ખરી વાત, બહેન!" પિતાએ પણ પુત્રીને બોલાવવા માટે જ સીધો સવાલ કર્યો.

"હા."

ભારતી વિશેષ બોલી નહિ. એણે માત્ર એકજ અક્ષરમાં પતાવ્યું. એટલે વાત ત્યાં જ અટકી પડી. છતાં એનાં માતા–પિતાએ એને સ્રીસહજ સંકોચ માની લીધો.

રાત્રિએ આવી ધરતીને ગોદમાં લઈ ઊંઘાડી દીધી: પણ ભારતી જાગતી જ પડી રહી હતી. પિતાએ અજિતની પ્રશંસા કરી તે એને ન ગમ્યું. બીજે કોઈ પ્રસંગે એ એની આવી પ્રશંસા સાંભળીને જરૂર રાજી થઈ હોત, પરંતુ આજે તો એને અજિત તરફ ચીડ ચઢી હતી.

ગયા બે દિવસનાં તોફાનો સુરેશનાં જ છે એવું એના દિલને ઠસી ગયું હતું, અને તેનો બદલો કેવી રીતે લેવો એની ગડમથલ એના માથામાં ચાલી રહી હતી. જેમ જેમ એ વિચારચક્રો વેગવાન બનતાં, તેમ તેમ અજિત તરફનો એનો અનુરાગ એ ચક્રો વચ્ચે અથડાઈ, કુટાઈને છૂંદાઈ જતો હતો.

ગોપાળદાદા એકાએક મુંબઈ આવી ગયા. પત્રમાં પખવાડિયા પછી આવવાનું લખેલું, છતાં એ તો ચાર જ દિવસમાં આવી ગયા. એથી જયંતિલાલ અને કમળાનાં દિલ ભય, શંકા અને ગભરાટની લાગણીથી ઘેરાઈ ગયાં !

પરંતુ બહારથી બેઉ જણે, અતિશય આનંદ થયો હોય એવો દેખાવ કર્યો.

" આવવા પહેલાં તાર કર્યો હોત તો મોટર મોકલતને ?" જયંતિલાલે સાકરપીરસણ કર્યું.

" કંઈ નહિ. મારે મોટરને શું કરવી હતી ? મનને થયું કે લાવને જરા વહેલો જાઉં તો અજિતને વહેલો જોવા પામું. મારે ત્યાં કામ પણ શું હતું ?"

" એ તો સારું કર્યું. પણ ઘેર છતી મોટરે આપને ભાડાની ગાડીમાં આવવું પડે તે યોગ્ય ન ગણાય." કમળાએ વધુ વિવેક કર્યો.

" એ બધું મુંબઈગરાંઓને સોંપ્યું. હું તો સ્ટેશનથી અહીં

સુધી બિસ્તર-પેટી ઉપાડીને ચાલતો આવું તો પણ થાકું એમ નથી.–અજિત કેમ દેખાતો નથી?"

જયંતિલાલના મનમાં ધ્રાસ્કો પડ્યો. છતાં ચાલે ત્યાં સુધી હાંકે રાખવું એવા ઈરાદે, એમણે તરત કહી નાખ્યું: "ગયો હશે ક્યાંક અખાડામાં કે ક્રિકેટ રમવા! એને તો કૉલેજમાંથી આવ્યો કે બસ અખાડો કે મેદાન!"

પતિ આ ગોળો ગબડાવતો હતો, એ સાંભળીને કમળા ધ્રૂજી ગઈ. આ પોકળ હવે ક્યાં સુધી ચાલવાનું છે? ડોસા સાચી વાત જાણશે તો સહુના કેવા હાલ કરી નાખશે? એ ભય એની આંખ આગળ ઘૂમતો હતો.

દાદાજી જયંતિની વાત સાંભળીને ખુશ થઈ ગયા.

"સારું, સારું. તમે તો પોચીયા રહ્યા, પણ મારો અજિત દાદાનું નામ રાખશે. ત્રીજી પેઢી છે ને? કોઈકે કહ્યું છે ને કે ત્રીજી પેઢી નામ તારે કે ડૂબાડે. કેમ ખરું કે નહિ?" એમ કહીને એ ખડખડાટ હસી પડ્યા: "હા–હા–હા–હા!"

"આ ડોસો બધું જાણતો તો નહિ હોય ને?" જયંતિલાલને શંકા થઈ. છતાં હિંમત રાખીને એણે કહ્યું: "ખરું જ!"

દાદાજીએ કપડાં ઉતાર્યાં અને કમળાએ લાવીને મૂકેલા જળ-પાત્રમાંથી પાણી પીધું.

"હવે તો અજિત કદાવર લાગતો હશે, નહિ? તમે એની બધી છબિઓ મોકલતા હતા તે જોઈને હું તો રાજી રાજી થતો હતો."

દાદાજી બોલતા હતા ત્યારે કમળા એ ન જોઈ શકે તે રીતે પતિને મૂંગા રહેવાની ઈશારત કરતી હતી. પરંતુ જે નાટક શરૂ કર્યું છે તે અડધે રસ્તેથી પડતું મૂકવું એમાં વધુ જોખમ છે, એમ માનીને જયંતિલાલે ચાલુ રાખ્યું. તો પણ એનું મન જરા ડગમગવા તો લાગ્યું જ.

"મજેનો છે આમ તો.–પણ હાલમાં પરીક્ષાઓ પાસે આવતી જાય છે ને એટલે..."

"સમજ્યા એ–તો. પરીક્ષાઓ તો લોહીચૂસણી જ છે! આપણા બાપદાદાઓ કહેતા કે મુક્તિ અપાવે તે વિદ્યાઃ પરંતુ આજે તો કહેવું જોઈએ કે માંદલા બનાવે તે વિદ્યા! કેમ ખરૂં કે નહિ? હા–હા–હા–હા–! છતાં આમ તો મારો દીકરો છે તો ભાયડો! એની મર્દાનગી ભરી છબિઓ મેં જોઈ છે ને?"

"હા–રે–હા! હવે આપ જરા આરામ કરો." જયંતિલાલે એ વાત ટાળવાના ઈરાદે કહ્યું.

"આરામ? મને કંઈ થાક લાગ્યો નથી. આજકાલના માંદલા જુવાનો આગગાડીની મુસાફરીથી થાકે, હું નહિ! પણ હા, મારે સ્નાન તો કરવું છે."

"હમણાં જ હું નહાવાની ઓરડીમાં તમામ વ્યવસ્થા કરાવી દઉં છું." કમળાએ સસરાજીની સેવા માટે પોતે કેવી તત્પર છે એ બતાવવાની તક સાધી.

ગોપાળદાદા સ્નાનગૃહમાં ગયા ત્યારે કમળાએ જયંતિલાલને કહ્યું: "આ તમે શું બાફી રહ્યા છો?"

"ત્યારે શું કરૂં?"

"પણ બાપા ઓછા જ જાણ્યા વિના રહેવાના છે? તમારો દીકરો કે દા'ડાનો મર્દ!"

"મોંઢે આવે છે એમ જવાબ તો આપી રહ્યો છું પરંતુ મારા કાળજામાંયે તેલ રેડાયું છે ને ચિંતાનું ચક્ર ચકરવકર થઈ રહ્યું છે! પણ કરવું શું? પેલો પંડિત આવ્યો'તો એણે તો ભાંગરો નહિ વાટી દીધો હોય?"

"કેમ કહેવાય?"

"ડોસાની વાત મને તો દ્વિઅર્થી લાગે છે..."

"હજુ તો ગઈ કાલે જ ઘર આંગણે ભવાડા થયા છે. એ વાત પણ બાપાજી જાણશે જ ને!"

"ત્યારે કરવું શું? હવે તો તું કહે તે કરૂં. આવે વખતે આ પીડા ક્યાંથી આવી? ડોસાએ કાગળમાં લખ્યું હતું તેમ અજિતને જોઈને પાછા ચાલ્યા જાય તો નિરાંત!"

"અને ન ગયા તો?"

"તો પૂરા ભોગ મળશે!"

"એટલે તો કહું છું કે હવે વધારે ગપોડાં હાંકવાં રહેવા દો."

"હું તો ઘણો યે રહેવા દઉં, પણ ડોસો પડપૂછ કર્યાં જ કરે છે ને?" જયંતિલાલે નિશ્વાસ મૂકી, કપાળ પરનાં પરસેવાનાં બિંદુ લૂછી નાખ્યાં.

જયંતિલાલે અજિતના અખાડામાં ગયાની વાત કરી પરંતુ એ તો નૃત્યાલયમાં જ ગયો હતો. જે વખતે એના દાદા ઘેર પૌત્રની મર્દાનગીની વાતો કરી રહ્યા હતા, તે વખતે એમનો એ મર્દ બેટો જુદા જ સંકટમાં ફસાયો હતો!

અજિત અને દીપક નૃત્યાલયમાંથી નીકળ્યા ત્યારે એમની સાથે બે ત્રણ યુવાન કન્યાઓ પણ ત્યાંથી જ નીકળી હતી. એ બધાં રાજમાર્ગ ઉપરથી જતાં હતાં તે વખતે સુરેશનો ચઢાવેલો ચંદુ પહેલવાન લાગ જોઈને જ સામેથી આવ્યો અને એક છોકરીને ધક્કો મારીને પસાર થયો.

"દેખતો લાગતો નથી!" અજિતે ડરતાં ડરતાં, છતાં છોકરીઓ સમક્ષ પોતે ડરપોક નથી એ બતાવવા પૂરતું જ ધીમેથી બોલી નાખ્યું.

ચંદુ તો તક જ શોધતો હતો. તેથી એ આગળ પણ નહોતો ગયો. એ પાછો આવ્યો અને "શું બોલ્યો?" એવી ત્રાડ સાથે જ

તેણે અજિતનું કાંડું પકડીને ખેંચતાં ખેંચતાં દમામથી કહ્યું: "ફરીથી બોલ તો...?"

એની ત્રાડ સાંભળીને જ અજિતના મોતિયા મરી ગયા. ચંદુની પકડમાં આવેલું કાંડું કળવા માંડ્યું હતું.

"અરે, પણ! ભ-ભ-ભા...ઈ...!" બોલતી વખતે એ ગભરાઈ ગયો.

અકસ્માત ભારતી એ રસ્તેથી નીકળી. એને સામી તરફથી આવતી જોઈને ચંદુ વળી વધારે ચગ્યો!

"સાળા, સુ...વ્વર..."

એણે હાથ ઉપાડ્યો.

"અરે, પણ તમે સાંભળો તો..." અજીત કરગરતો હતો.

ચંદુએ ઉગામેલો તમાચો હવામાં તોળાઈ રહ્યો હતો 'પૃથ્વી માગ આપે તો સારું!' એવું અજિતને થતું હતું. પરંતુ ચંદુનો તમાચો ભારતીના આગમનની રાહ જોતો હોય તે રીતે એકદમ પડ્યો નહિ.

"શું છે, શું છે?" પાસે આવી પહોંચેલી ભારતી વચ્ચે પડી.

જાણે પૃથ્વીમાંથી ફૂટી નીકળ્યો હોય તેમ સુરેશ પણ ત્યાં આવીને ખડો થઈ ગયો. ખરી રીતે તો એ બાજુના મકાનની ઓથે જ ઊભો રહ્યો હતો. તે ભારતીને જોતાં જ બહાર નીકળ્યો.

"કોણ અજીત!" અજિતની દયા ખાતો હોય એ ઢબે તે બોલ્યો. અને પછી ચંદુને ઓળખતો ન હોય એવા દેખાવ સાથે એણે કહ્યું: "શું છે, ભલામાણસ? આ બિચારાનો શું વાંક પડ્યો? છોડો છોડો!"

ચંદુએ કાંડું છોડ્યું ત્યારે અજિતના જીવમાં જીવ આવ્યો.

સુરેશને જોઈને ભારતી ચાલી ગઈ. સુરેશે ભારતીના દેખતાં

અજિતને આફતમાંથી બચાવ્યાનો પાઠ ભજવ્યો અને એ પણ બીજી તરફ ચાલ્યો.

ચંદુએ અજિતનો હાથ છોડયો પણ એ ત્યાંથી ખસ્યો નહોતો. એણે એકલા પડતાં જ અજિતને કહ્યું:

"આજે તો સુરેશની ખાતર તને જતો કરૂં છું, પણ યાદ રાખજે જો ભારતીની દોસ્તી ચાલુ રાખી છે તો, તારા રાઈ રાઈ જેવડા ટૂકડા કરી નાખ્યા વિના નહિ રહું, સમજ્યો ?"

એટલું કહીને એ પણ સુરેશ ગયો તે જ દિશા તરફ ચાલી ગયો. પરંતુ જતાં જતાં એણે અજિત સામે એવા તો ડોળા કાઢ્યા કે, 'આ માણસ હમણાં ને હમણાં જ ખૂન કરી નાખશે!' એવા ભયથી અજિતનું સર્વાંગ કંપી ગયું!

મૃત્યુના મુખમાંથી છૂટયો હોય એવી શાતા એને વળી અને તેણે આસપાસ જોયું તો દીપક અને પેલી કન્યાઓ દૂર ચાલી જતાં જણાયાં.

બીજે કયાંય જવાની એનામાં હિંમત રહી નહોતી, એટલે એ સીધો ઘેર જ ગયો!

ચીનુભાઈ ઑફિસમાં જઈને બેઠા અને ટેલિફોનની ઘંટડી વાગી. સામેથી ભગુભાઈ બોલતા હતા.

"મજામાં, મજામાં!—તમે કેમ છો?—અરે, ભાઈ આજકાલ બહુ કામ રહે છે?—હા, હા, કહોને, બેલાશક!—ના રે ના, મને માઠું શા માટે લાગે?—સુરેશચંદ્ર?—એમ? —હું થોડું ઘણું તો જાણું છું...તમે મારી સ્થિતિ જાણો છો ને?—હા, હા, બરાબર—એમને કંઈ કહું તો સુરેખાને મનદુઃખ થાય અને એની બાનો જીવ પણ દુભાય—જમાઈને ઘરમાં રાખવામાં કન્યાના પિતાનો બે બાજુએથી મરો થાય છે—અરે હા, હા, અતુલને મેં જોયો છે ને?—જરૂર, જરૂર. ના રે ના, સાંભળવાનો મારો ધર્મ છે!—સાહેબજી!"

ભગુભાઈએ સુરેશના સંબંધમાં ફરિયાદ કરી: એ અતુલના પૈસાનું પાણી કરાવે છે, અને એને બગાડે છે એમ પણ કહ્યું. એને તમારે શીખામણ તો આપવી જ જોઈએ

એવી સાથે સાથે સલાહ આપી. અને એમની ઑફિસમાં થયેલી ધીંગામસ્તીનું વર્ણન પણ કર્યું.

ચીનુભાઈ, ભગુભાઈના મિત્રઃ એ ભગુભાઈ ધડમાથા વિના સુરેશની બદનામી કરવાનો વિચાર પણ ન કરે, એવી ચીનુભાઈના મનની સોએ સો ટકા ખાત્રી! એ ઉપરાંત સુરેશનાં તોફાનો વિષે એમને બે એક વખત પ્રિન્સીપાલ તરફથી ખબર પણ મળ્યા હતા. એટલે જમાઈના આવા વર્તન માટે સસરાને લાગી આવ્યું.

"આવા કુળવાન કરતાં સામાન્ય કુંટુંબનો છોકરો શોધ્યો હોત તો? બિચારી સુરેખાના ભાગ્યલેખ કોણ જાણે કેવાયે હશે!"

ચીનુભાઈને પહેલી જ વખત આવા વિચારો નહોતા થયા. જ્યારે જ્યારે સુરેશ વિરૂદ્ધની ફરિયાદ સાંભળતા, ત્યારે ત્યારે એમને એવા વિચારો થતા. પરંતુ કુળનો મોહ એમના મનમાંથી જરાયે ઘટયો નહોતો! એ જ સુરેશને જમાઈ તરીકે મેળવવા માટે એમણે પચીસથી ત્રીસ હજારનું પાણી કર્યું હતું. અને આજે પણ એમને પોતાની બીજી પુત્રી માટે જમાઈ શોધવો હોય તો કુળવાનને જ શોધે, એવી એમની મનોદશા હતી!

સુરેશનાં તમામ પરાક્રમોની તો સુરેખાને પણ ખબર નહોતીઃ એ જેટલું જાણતી તેમાંથી પણ કહેવા જેટલું જ એ માતાને કહેતી, બાકીનું હળાહળ એ પચાવી જતી. સવિતા જમાઈને માત્ર ઉડાઉ અને પૈસા માટે વારંવાર પુત્રીને પજવનાર તરીકે જ જાણતી અને કુળવાન જમાઈની એટલી કીમત તો ચૂકવવી પડે! એમ મનમાં ને મનમાં સમજી પતિને કાને એક પણ વાત જવા દેતી નહિ. પણ સુરેખાને સલાહ આપતીઃ "મારી કે તારા બાપુજીની પાસે એમને પૈસા માગતાં સંકોચ થાય, એટલે તારે એમને જોઈએ તો પૈસા આપવાને મારી પાસેથી માગી લેવા!"

સુરેખાને સુરેશની આવી રીતભાત પસંદ નહોતી. સસરાના

પૈસા પર આધાર રાખનાર માનવીમાં સ્વાશ્રયીવૃત્તિ ખીલતી નથી: એનું સ્વમાન પણ અણુવિકસ્યું અટકી જાય છે. માટે તમે થોડાં ઘણાં ટ્યૂશનો મેળવીને પણ સ્વાવલંબી બનો. આપણે જુદાં રહીએ અને હું પણ ગમે તે કામ કરીને થોડાક પૈસા કમાઈ લાવીશ. એવી સલાહ એણે સુરેશને બે ચાર વખત આપી હતી. અને જવાબમાં એને સાંભળવું પડ્યું હતું: "તેં કંઈ તારા બાપા મારી ઉપર ઉપકાર કરતા નથી. મારા વિદ્યાભ્યાસનો તમામ ખર્ચ ઉપાડવાની એમણે કબૂલાત આપી, ત્યારે તો હું તારી સાથે પરણવા તૈયાર થયો હતો! તારા બાપ કરતાં વધારે પરઠણ આપનારાઓ મારા ઘેર આવી આવીને બૂટનાં તળિયાં ઘસી નાખતા હતા, સમજી?" છતાં એ બધાં અપમાન સુરેખા ગળી જતી હતી!

ભગુભાઈએ વાત કરી તે રાતે ચીનુભાઈએ સવિતા મારફત સુરેશને મળવા બોલાવ્યો. પરંતુ સુરેશ એના અભ્યાસના ઓરડામાં નહોતો. એટલે સવિતા એને શોધતી સુરેખાના ઓરડામાં ગઈ.

ત્યાં સુરેશ નહોતો, પણ સુરેખા જેવડી કોઈક અજાણી બાઈ બેઠી હતી. સુરેખા ગંભીર ને ગમગીન દેખાતી હતી: એની આંખો-માંથી આંસુ નીગળતાં હતાં.

માને જોતાં જ સુરેખાએ આંસુ લૂછી નાખ્યાં.

પોતે કશું જોયું ન હોય એવે ભાવે સવિતાએ બહારથી જ પૂછ્યું: "સુરેશચંદ્ર નથી આવ્યા?"

સુરેખાએ માથું હલાવીને ના પાડી.

સવિતા બહારથી જ ચાલી જતી હતી, પરંતુ સુરેખાએ જ કહ્યું: "ફુરસદ હોય તો આવ ને!"

"આવું..." કહીને સવિતા પતિને ખબર આપવા ગઈ.

ચીનુભાઈ આવ્યા ત્યારથી જ ગમગીન જણાતા હતા.

"ક્યારે આવશે ?" એના બોલવામાં પણ ગમગીની તરવરતી હતી.

"ખબર નથી : કંઈ કામ હતું ?"

"રોજ મોડા આવે છે ?"

"ના–ના..., વેવાણનો કંઈ કાગળ બાગળ તો નથી આવ્યોને ?"

"ના."

"ત્યારે તમે આજે ચિંતાતુર કેમ લાગો છો ?"

"દીકરીના બાપ મુવા છીએ ને ?"

પતિનાં આવાં વચનો સાંભળી સવિતાને ધ્રાસ્કો પડ્યો.

"આમ કેમ બોલો છો ? સુરેશચંદ્રનો કંઈ વાંક–ગુન્હો ?"

"એ બધું મને પછી પૂછજે. હમણાં મને એકલો જ બેસવા દે !"

ભારતીએ સુરેશના કુટુંબ અને રહેઠાણની તપાસ કરી ટેલિફોનથી સુરેખા સાથે મળવાની ગોઠવણ કરી હતી. સવિતા ગઈ તે વખતે સુરેખા અને ભારતી વાતો કરતાં હતાં.

ભારતીએ સુરેખાને એના વિદ્યાર્થી પતિનાં પરાક્રમોથી વાકેફ કરીને કહ્યું: 'શકમંદ માણસ તરીકે સુરેશનું નામ પોલીસને આપવા પહેલાં હું તમને એટલા માટે મળવા આવી છું, કે તમે હજુ પણ જો એને સમજાવીને સીધે રસ્તે લાવી શકો, તો એટલી એને તક આપવી.'

પતિનાં કુકર્મોની વાત જાણીને સુરેખાની આંખમાં આંસુ આવી ગયાં.

એ વખતે જ સવિતા આવી.

એક તરફ પતિની વ્યગ્રતા : બીજી તરફ પુત્રીની આંખમાં

આંસુ ! સવિતા વગર જાણે સમજે પણ એથી ચિંતામાં પડી. અને કંટાળેલા પતિએ એને પરોક્ષ ભાવે જવાનું સૂચન કર્યું, તેથી તે સુરેખાની પાસે આવી.

સુરેખાએ ભારતીના આગમનના કારણથી એને વાકેફ કરી, એટલે સવિતાએ ભારતી પાસેથી જ બધો ખુલાસો મેળવ્યો.

"ભારતી બહેન, તમે મારી સુરેખા ઉપર જ નહિ પણ અમારી ઉપર ઉપકાર કર્યો છે. હવે મારી આટલી વિનતી કબૂલ રાખો અને કૃપા કરીને, જેટલી શાંતિ તમે અત્યાર સુધી રાખી છે તેટલી હવે પણ રાખો." સવિતાએ ગદ્ગદ બનીને કહ્યું.

"સવિતા બહેન, મેં જ્યારે જાણ્યું કે સુરેશ પરણેલો છે, ત્યારે જ મને સુરેખા બહેન તરફ સમભાવ થયો. એટલે જ હું એમને શોધતી આટલે સુધી વગર ઓળખાણ પિછાણે આવી છું. સુરેખાબહેનને જોઈને મને એ મારી સગી બહેન હોય એવું લાગ્યું છે. પરંતુ સુરેશ હવે હદ વટાવી જાય છે..."

"...અમે એમને જરૂર સમજાવીશું. બહેન, હજી એ છોકરવાદ છે. ગદ્ધાપચીશી કોને કહેતાં હશે ! મારી સુરેખાની ખાતર તમે મોટું મન બતાવજો બહેન, એટલી જ મારી માગણી છે."

"હું તમને વિશ્વાસ આપું છું. પણ પોલીસની તપાસ ચાલુ છે, એટલે તો હું સુરેખા બહેનને ચેતવવા આવી."

"ઉપકાર તમારો બહેન !"

ભારતી ગઈ, તે પછી મા–દીકરીએ ઘણી ઘણી વાતો કરી.

સુરેખાને આજે સુરેશ તરફ ખૂબજ અણગમો થયો હતો. પોલીસ તપાસમાં જો એનું નામ આગળ આવે તો શું થાય, એ વિચારે એ ડરી ગઈ હતી. એટલે એણે, સુરેશ દરરોજ રાતે રખડતો હતો, એકાદ બે વખત દારૂ પીને આવ્યો હતો, એ બધી વાત આજે પહેલી જ વખત માતાને કહી.

એ સાંભળીને સવિતા તો ચમકી જ ગઈ!

# કસોટીનો આરંભ

ગોપાળદાદાએ પોતાના ઓરડામાં વ્યાયામની બધી સાધન સામગ્રી ગોઠવી દીધી હતી. એથી એ ખંડ નાનકડી વ્યાયામશાળામાં પલટાઈ ગયો હતો.

એક તરફ મગદળની બે ત્રણ જોડ, બીજી તરફ ડમ્બેલ્સ, ખીંટીએ ચેસ્ટ એક્સ્પાન્ડર ગોઠવાઈ ગયાં હતાં. બરાબર મધ્યમાં હનુમાનજીની મોટી છબી અને દીવાલ પર ચારે તરફ 'મર્દ બનો !' 'માયકાંગલા ન રહો !' नायमात्मा बलहीनेन लभ्यते। क्लैब्यं मा स्मः गमः पार्थ। क्षुद्रं हृदय दौर्बल्यं त्यक्त्वोतिष्ठ परंतप। नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः। એવી વિવિધ સૂત્રાવલિ લટકાવી દીધી હતી.

એ બધાની વચ્ચે ગોપાળદાદા કચ્છ મારીને ઊભા હતા.

રાત્રે જ એમણે અજિતને મળવા બોલાવ્યો હતો. પરંતુ જયંતિલાલે પિતાને વાતોમાં રોકી, "તારે પરીક્ષા માટે તૈયારી કરવાની છે ને જા." કહી સિફતથી એને દૂર કરી દીધો હતો.

 પોતાની યુક્તિ આમ ફાવવાથી જયંતિલાલ રાજી થયો

હતો. પરંતુ ડોસા એને જોઈએ તેટલી ચાલબાજી ચલાવવા દેવાની વળતી રમત ખેલી રહ્યા હતા, તેની એને કશી જ ખબર નહોતી.

મોડી રાતે દાદાજી અજિતના અભ્યાસખંડમાં ગયા હતા. અને અજિત સાથે ઘણી વાતો કરી આવ્યા હતા.

"બાપુજીએ કહ્યું હતું કે, તમને ચિત્તભ્રમ થયો છે. માટે મારે તમારી સાથે ઘણી વાતો ન કરવી, પણ તમારી સાથે બહુ મળવું યે નહિ; કેમકે તમને હનુમાનજી ચડે છે. તેથી કદાચ તમે મને મારી બેસો!" અજિતે ધીરે ધીરે એ વાત પણ કહી દીધી!

"વાહરે, બેટમજી!" ગોપાળદાદાથી હસી જવાયું. એમના મોંઢામાંની સ્વચ્છ બત્રીસી ચમકી રહી. "તરો : બાપ તો બડો ખેલાડી નીકળ્યો! કંઈ નહિ, દીકરા, આ વાત માત્ર તું ને હું બે જ જાણીએ. જયંતિ ભલે હમણાં એના મનમાં ખાંડ ખાય! તું તારે બહારથી એની સલાહ પ્રમાણે જ ચાલજે!"

રાત્રિના અંધારા એકાંતમાં દાદાજી અને અજિત વચ્ચે આ પ્રકારની ગોઠવણ થઈ હતી.

સવારે મલ્લ જેવા બનીને દાદાજીએ અજિતને પોતાની પાસે બોલાવ્યો, ત્યારે બાજુના ઓરડામાં કમળા પતિને કહી રહી હતીઃ

"અબ ઘડી, બધું પોગળ ફૂટશે...ત્યારે શું થશે?"

"જે કંઈ થવાનું છે તેથી વિશેષ તો નહિ થાય ને?" જયંતિલાલ એને શાંતિ રાખવા સમજાવતો હતો.

"કોણ જાણે દાદાજી શું નું શું કરી નાખશે! તમારું તો ઠીક પણ મારું શું થશે? પછી એમની આગળ મારાથી મોં કાઢીને બોલી યે નહિ શકાય!"

"તું નાહકની ચિંતા કરે છે! અલિ, તું શીદને ચિંતા કરે, બુઢ્ઢાને કરવું હોય તે કરે!" જયંતિલાલે લટકું કરી, આમ તેમ જોઈ એના ગાલ પર ચૂંટી ખણી!

"અત્યારે તમને આવાં તોફાનો ક્યાંથી સૂઝે છે?" કમળાએ છણકો કર્યો.

"ખાંડણિયામાં માથું મૂકી તો દીધું જ છે, પછી સાંબેલાનો ડર રાખવાથી શું વળવાનું છે? આ, બહુ થશે તો બાપા ગુસ્સે થશે! ત્યારે કરગરી પડીશું. ભૂંડી એટલું તો સમજ કે છોરૂ કછોરૂ થાય, પણ માવીતર કમાવીતર કદાપિ ન થાય!"

પગ વચ્ચે ધોતિયાની છુટ્ટી પાટલી અથડાતી હતી એ સ્થિતિમાં 'ટેનિસ શર્ટ' પહેરીને અજિત દાદાજી પાસે ગયો: ડરતો–ગભરાતો!

"દીકરા મારા, આ તો દાદાજીની વ્યાયામશાળા છે, તારી કૉલેજ નહિ. અહીં તો કચ્છ મારવો પડે ને શરીર ખુલ્લું રાખવું જોઈએ. સમજ્યો? ચાલ જોઉં જલદી કર!"

અજિતનો દાદાજીની આજ્ઞાનો અમલ કર્યા સિવાય છૂટકો જ નહોતો!

"ચાલો, હવે સૂર્યનમસ્કાર શરૂ કરો!" દાદાજીએ બીજી આજ્ઞા સંભળાવી.

અજિતની કસોટીનો આરંભ થયો. પરંતુ એ કસોટી આકરી હતી. ગોપાળદાદા એમને એમ કોઈને ય છોડે તેવા નહોતા!

અજિત ઢીલો વીલો બનીને ઊભો જ રહ્યો!

"કેમ? શું વિચાર કરે છે?"

"પણ મને..."

અજિત આગળ બોલવા જાય તે પહેલાં બીજા ખંડમાંથી જયંતિલાલે વાત ઉડાવવાની સંજ્ઞાઓ કરવા માંડી!

"બેટા! તેં તો એકી વખતે એક હજાર સૂર્ય નમસ્કાર કરીને 'રેકોર્ડ' કરી. 'કપ' મેળવ્યો છે ને? તો પછી મારી આગળ શરમાય છે કેમ?"

દાદાજીની આજ્ઞા અને પિતાની ઈશારતો વચ્ચે, મૂંઝવણને ઝૂલે ઝૂલતો અજિત, કુરૂક્ષેત્રમાં બેઉ સેનાઓની મધ્યમાં ઊભેલા અર્જુનની માફક 'શું કરવું?' એવી દ્વિધા મનોદશાની અથડામણમાં પડી ગયો!

અજિત કંઈ બોલતો નથી એ જોઈ દાદાજીએ એને પ્રોત્સાહન આપતાં કહ્યું: "હું આવડો ઘરડો છું છતાં શરમાતો નથી ને તું શા માટે શરમાય છે? ચાલ હું પહેલ કરૂં, પછી તો તું નહિ શરમાયને?" હા–હા–હા–હા...!"

અને દાદાજીએ સૂર્યનમસ્કાર શરૂ કર્યા.

પુત્રની અતિશય મૂંઝવણ જોઈ પિતા એની વહારે ધસી આવ્યો.

"અજિતે ગઈ કાલે અખાડામાં કુસ્તીના ખૂબ દાવ ખેલ્યા છે તેથી આજે એનું શરીર દુઃખે છે!" જયંતિલાલે કહ્યું.

"એ–મ...? હા–હા–હા–હા! ત્યારે એમ કહેતો શા માટે નથી? દાદાજીથી તે શરમાવાનું હોય દીકરા મારા?"

તમે આટલાં બધાં વર્ષ કાશીમાં રહ્યા ને..."

"ખરૂં, ખરૂં જયંતિ! હા–હા–હા–હા! એટલે મારો દીકરો શરમાય! કંઈ નહિ, આજને આજ શી ઉતાવળ છે? આવતી કાલે બસ! દીકરા મારા, આમ શરમાઈએ નહિ, સમજ્યો? હા–હા–હા–હા!"

દાદાજીએ અજિતનો ખભો થાબડવા માંડયો. એમના વજ્જર જેવા પંજાના એ ઘા ઝીલવા અજિતને આકરા થઈ પડયા!

ભારતીના ગયા પછી સવિતા અને સુરેખાની સ્થિતિ અતિ કરુણ થઈ પડી.

પતિની પ્રતિષ્ઠા સાચવવા તેમ સ્વાભાવિક શરમથી સુરેખા આજ સુધી માતાની પાસે જે બધું કહી શકી નહોતી, તે હૈયામાં ધીકી રહેલા ચિંતાગ્નિએ ઉભરાવીને અત્યારે બહાર કાઢી નાખ્યું.

આપત્તિકાળે નાનાં મોટાં વચ્ચેની વયની સીમાઓ તૂટી જાય છે: સવિતા એમ અત્યારે સુરેખા માટે માતા નહિ પણ મિત્ર બની ગઈ હતી.

"બા, મારું શું થશે?" સુરેખા ઠૂઠવો મૂકીને રોઈ પડી.

"બહેન, તું ડાહી થઈને આમ તે શું કરતી હોઈશ, બેટા! હજી તેલ જો તેલની ધાર જો! એક અજાણી છોકરી આવીને જે કંઈ કહી જાય તે બધું સાચું જ માની લેવું?" હૈયે હતું તેથી જુદાં જ વચન સવિતાના હોઠ બોલવા લાગ્યા. કેમકે અત્યારે દીકરીને આશ્વાસનની જરૂર હતી.

"તું મને પટાવે છે, બા? હું પાછી એ બધાં લક્ષણ જાણતી ના હોઉં તેમ?" સુરેખાના દિલે ડૂમો ભરાયો.

"બહેન," પુત્રિને વાંસે મમતાભર્યો હાથ ફેરવતાં ફેરવતાં સવિતાએ એને સમજાવવા માંડી. "આવી હતી એ પણ કૉલેજની જ કન્યા હતી ને......"

"બા," સુરેખા વચ્ચે જ બોલી ઊઠી. એની આંખમાં એ વખતે વીજળી ચમકતી હતીઃ "ભારતી બહેનની વિરૂદ્ધમાં એક અક્ષર પણ હું સાંભળી શકીશ નહિ. જ્યાં ને ત્યાં આજકાલ બધાં કૉલેજની કન્યાઓને નિંદવા શાનાં બેસે છે! માતાપિતાની સતત તેમ સાવધાનીભરી ચોકી નીચે રહેનારી શેરીઓની અનેક કન્યાઓ કરતાં કૉલેજની કન્યાઓ લાખ દરજ્જે સારી હોય છે!...—"

"ના. ના, બહેન! હું એમ નથી કહેતી......"

"ત્યારે બીજું શું કહે છે?"

"હું તો એમ કહેતી હતી કે, વખત છે ને ભારતી જાતે જ સુરેશચંદ્ર......"

"...ને ચહાતી હોય, એમ તું કહેવા માગે છે?"

પુત્રીના મુખભાવ જોઇને માતા ઠરી ગઇ. એણે તુરત વાત ફેરવીઃ "શાંતિથી જરા મારી વાત તો સાંભળ. મારૂં કહેવું એમ હતું કે, વખતે એ સુરેશચંદ્ર સામેના કોઈક જુના વેરને લીધે?..."

"બા, તું કોઇનો ખોટો બચાવ કરવા કોઇ નિર્દોષ સામે આક્ષેપ ન કર. માણસ તો એક વિપલમાં પરખાઇ જાય. ભારતી બહેનને મારી દયા આવી ન હોત તો એ અહીં આવવાને બદલે સીધાં પોલીસ ચોકી તરફ ગયાં હોત. એમની પાસે એટલા બધા પુરાવા છે કે..."

"પણ એ બધા સાચા જ છે......?"

"જો તારે આમ નાહકની જીદ જ કરવી હોય તો કૃપા કરીને

અહીંથી જા. મારા નસીબમાં માંડ્યું હશે તે હું ભોગવીશ. જે માનવી દારૂ પીએ, લફંગાઓ સાથે રખડે, ઘરમાં આવી રૂપાળી છોકરીઓના સંબંધમાં એલફેલ બોલે, એને તું સારો કહે છે, એમને? તમે હજારો રૂપિયા ખર્ચીને તમારા કુળને ઊંચે ચડાવવા પેટની જણીને ઊંડા ધરામાં નાખી, એ પાપનો આવા બચાવથી પશ્ચાતાપ કરતાં હશો, નહિ?"

"બહેન..."

"મુઈ તારી બહેન!" સુરેખા ફરીથી રડી પડી. અને રડતાં રડતાં જ એણે કહેવા માંડ્યું: "જો મા જેવી મા, આમ ફરી બેસે તો છોકરીઓએ શું આત્મહત્યા કરવી?"

"શું છે, સુરેખા!" ચીનુભાઈ આત્મહત્યાની વાત સાંભળતાં જ અંદર આવ્યા.

એમણે અજાણ્યા થઈને પૂછ્યું પરંતુ ખરી રીતે તો એ બધી વાત સાંભળી જ રહ્યા હતા. 'મને એકલો રહેવા દે' એમ કહી એમણે સવિતાને ચાલ્યા જવાનું આડકતરું સૂચન કર્યું, પરંતુ એકલા બેસવાથી તો એમનાં મનોમંથનનો વેગ વધી ગયો.

માનવીનું મન ચિંતાથી માંદલું બની જાય, ત્યારે એને પોતાના ઉભરા ઠાલવવા તેમ આશ્વાસન મેળવવા, સાચા ને સહૃદયી સ્નેહી-સ્વજનના આધારની જરૂર પડે છે. આધાર વિના તે વિશેષ અકળાઈ ઉઠે છે.

ચીનુભાઇની પણ એવી દશા થઈ સુરેશને આવતાં જેમ વિશેષ વિલંબ થતો ગયો, તેમ તેમ એમના મનની અકળામણ વધતી ગઈ. બેસી રહેવાથી એ કંટાળ્યા, એટલે આમ તેમ આંટા મારવા લાગ્યા. ફરતાં ફરતાં સુરેખાના રડવાનો તેમ જ ગુસ્સાથી બોલવાનો અવાજ

સંભળાયો, એટલે એમને પોતાને પૂરો ખ્યાલ આવે તે પહેલાં પગ એમને પુત્રીના ઓરડા તરફ ખેંચી લાવ્યા. મા–દીકરી વચ્ચે ચાલી રહેલી ચર્ચા એમણે સાંભળી અને પોતાની ચિંતા સાથે જ આ કડી પણ જોડાઈ છે એ સંદર્ભથી એમણે સમજી લીધું. સુરેખાએ આત્મહત્યાની વાત કાઢી, એટલે એ અંદર ધકેલાઈ આવ્યા.'

પિતાને જોઈ પુત્રી શરમાઈ ગઈ. એણે સાલ્લાના છેડા પાછળ મોં છૂપાવી દીધું.

સવિતાએ જવાબમાં જણાવ્યું: "કંઈ નહિ રે, એતો અમે મા–દીકરી અમસ્તી વાતો કરતાં હતાં ! ચાલો..."

સવિતા ઊઠી. પરંતુ ચીનુભાઈ ઊભા જ રહ્યા.

"શું હતું બહેન–સુરેખા ?"

વાદળ પાછળના ચંદ્રની માફક સુરેખાનું મુખ સાડીના પટ પાછળ હજુ છૂપાયલું હતું.

સુરેખા બોલી નહિ: બોલવા જતાં હૈયામાં છૂપાવી રાખેલો આંસુનો ધોધ વહેવા લાગશે એવો એને ડર લાગ્યો.

"બહેન, કેમ બોલતી નથી. મારાથી પણ તારે કંઈ છૂપાવવા જેવું છે ?"

પિતાએ પુત્રીની પાસે જઈને એને મસ્તકે વત્સલ હાથ મૂક્યો.

"મોટી પોટી છોકરીને શું પૂછતા હશો ? આવો હું બધું કરીશ." સવિતાએ ફરીથી આગ્રહ કર્યો.

પરંતુ તેથી તો ચીનુભાઈના મનની શંકા વધુ દૃઢ બની ગઈ. એમણે કહ્યું:

"છોકરાં ગમે તેવડાં મોટાં થાય છતાં માબાપ પાસે તો તે હમેશાં બાળક જ રહેવાનાં. સુરેખા, જરાયે શરમાયા વિના તું મને બધી વાત કહે ! હું તારો બાપ, એ પેટની દીકરીની વાત ન સાંભળે... તારી બાએ કંઈ કહ્યું હોય તો ય મને તારે કહેવું જ પડશે."

હવે સુરેખાના સંયમની પાળો તૂટી ગઈ અને હૈયાના હોજનાં આંસુ નયનો વાટે બહાર વહેવા લાગ્યાં.

"બાપુજી!..." એનાથી રડી જવાયું.

સવિતાએ પતિના કાનમાં ધીમે સાદે કશુંક કહ્યું.

છતાં ચીનુભાઈ મક્કમ રહ્યા.

"પેલી કોઈ બાઈ આવી હતી, એતો કંઈ કહી ગઈ નથીને? એ કોણ છે?...સુરેશચંદ્રની કોઇ બહેન ફહેન તો..."

"...મારી બાને પૂછજો..."

"હવે તમે જરા મારૂં કહેવુંયે સાંભળશો ખરા કે નહિ?" સવિતાએ પતિને હાથે પકડીને ખેંચ્યા.

ચીનુભાઇ અનિચ્છાએ ત્યાંથી ગયા, પાછળ પુત્રીનો જ પિતા મૂકી શકે એવો દુઃખભર્યો નિશ્વાસ મૂકતા ગયા!

દીવાનખાના પાસે એમને સુરેશ મળ્યો.

"સુરેશચંદ્ર!" ચીનુભાઈએ એને બોલાવ્યો.

"કેમ?"

એ ચાલવા લાગ્યો. એની આંખોમાં નશો, મોંમાં દુર્ગંધ અને પગમાં અસ્થિરતા હતાં.

"જરા ઊભા તો રહો, મારે તમારી સાથે કંઈ વાત કરવી છે."

"મારે સાંભળવી ન–ન–થી!"

"ભલે, સવારે મને મળશો?"

"શા મ–મ–માટે?"

એને અડવડિયું આવ્યું. પરંતુ એણે પોતાના શરીરને પડવા ન દીધું.

એ ચાલી ગયો: વાતાવરણમાં દારૂની ગંધ મૂકીને. અને ચીનુભાઈ માથું પકડીને સોફા પર પછડાયા!

સુરેશ શયનખંડમાં ગયો ત્યારે સુરેખા પલંગમાં પડી પડી રડી રહી હતી. તે જોઈ એના મિજાજનો ભડકો થયો!

"કોણ મરી ગયું છે ત-ત-તારૂં?" સુરેશે બોલી નાખ્યું.

સુરેખા આંખ લૂછી જલદી જલદી બેઠી થઈ. પતિના મુખમાંથી બદબો મારતી હતી: એની જીભ લથડતી હતી એટલે એ સમજી તો ગઈજ હતી.

"આટલું બધું મોડું..."

"તું મને કોણ પ-પ-પૂછનારી?" સુરેશ વચ્ચેજ તૂટી પડયો. "શું હું ત-ત-તારા બાપનો ગુલામ છું? સ-સ-સાળી!"

સુરેખા ઉઠીને એની પાસે આવી.

"જરા ધીરે બોલો!"

"કારણ? કોઈના બાપની ચોરી છે? તું મારી બ-બ-બાયડી નથી?"

"કોઈક સાંભળશે. તમારે પગે પડું." સુરેખાએ હાથ જોડયા.

 જવાબમાં એના ગાલ પર જોરદાર તમાચો પડયો.

ગળામાંથી નીકળવા માગતી ચીસને દાંત વચ્ચે દાબી રાખી સુરેખાએ કહ્યું: "તમે જરા શાંત થાઓ: બાને બાપાજી જાગે છે..."

"તે શું મ–મ–ને તારા બાપનો..."

સુરેખાએ એના મોંઢા પર હાથ દાબવાનો પ્રયત્ન કર્યો.

સુરેશે ઝનૂનપૂર્વક એના હાથને છટકાવી નાખ્યો.

"તારા બાપના પૈસાનો મ–મ–ને તું ડર બ–તાવે છે? એમ, બોલ, બોલ?"

સુરેખા કંઈ બોલવા જાય તે પહેલાં તો સુરેશે ઉશ્કેરાઇને એને ધક્કો માર્યો.

સુરેખા પડી: ટેબલનો ખુણો એના કપાળમાં વાગ્યો. પડવાનો અવાજ અને સુરેખાની ચીસ એક સાથે ભળી તેનો ભયંકર પ્રતિઘોષ થયો. એ સાંભળી દીવાનખાનામાંથી સવિતા દોડી આવી.

ચીનુભાઈ જાણી જોઈને જ આવ્યા નહિ.

સુરેખા જમીન પર પડી હતી: એની આંખ ઉપરના કપાળના એક ખુણામાંથી લોહિ નીકળી રહ્યું હતું અને શેતરંજી રંગાઈ ગઇ હતી.

વધુ ગરબડાટ થાય ને ઘરના નોકર ચાકરો ભવાડો જુએ તે બીકથી સવિતા બોલ્યા વિના અંદર ગઈ: એણે સુરેખાને ખોળામાં લઈને સાડીના છેડાથી એના ગાલ પર દદડતા લોહીને સાફ કર્યું.

"આ શું કર્યું?"

સુરેશ તરફ જોઇને એણે ધીમેથી કહ્યું. માનું હૈયું ભડભડી રહ્યું હતું: પરંતુ કુટુંબના ફજેતા અને પુત્રીના ભાવીના વિચારે, એ છાતી પર સંયમનો પથ્થર મૂકીને બેઠી હતી.

સુરેશે સુરેખાનું રક્ત જોયું અને ગભરાટને લીધે નશાની ખુમારી ઓસરી ગઇ, એ બોલ્યો નહિ. બાજુમાં પડેલી ખુરશી પર બેસી ગયો.

"બા,..."

"જરા કળ વળી અને સુરેખા બોલી.

"તારી બા આ બધું જોવા જીવતી રહી એના કરતાં એ મરી કેમ ન ગઈ?"

સવિતાએ રડતાં રડતાં કહ્યું. જરા વધુ અવાજ થાયને સુરેખાના બાપુજી આવી પહોંચે તો શું થઇ જાય! એ ડરથી એ સિઝાઇ ગઇ હતી.

"બા, એમને કંઇ કહીશ નહિ..."

"આ જોયા પછી પણ?"

"એમાં એમનો કશો વાંક નથી. હું ઉતાવળે ઉઠવા ગઇ ને કપડાંમાં મારો પગ ભરાયો તેથી જ પડી ગઇ છું..."

"દીકરી, દીકરી..."

સુરેખા વાત ફેરવી તોળે છે એ હકીકત સવિતા સમજી ગઈ હતી. નારીહૃદયને માત્ર એક નારી જ સમજી શકે છે.

સુરેખાના લોહીએ સુરેશના માથામાંથી નશાના ઝનૂનને ધોઈ નાખ્યું હતું, એને પોતાના કામનો પસ્તાવો થવા લાગ્યો હતો, ત્યાં તો સુરેખાએ એના બધાંયે કરતુકોને પોતાને શીરે વહોરી લેનારી વાણી ઉચ્ચારી. એ સાંભળીને સુરેશના હૈયામાં જાગેલી પશુતાને પ્રાણઘાતક ફટકો પડ્યો: એ સ્થાને એનામાં માનવતા ડોકીયાં કરવા લાગી.

માતાના હૈયે દીકરી માટે પોરસ પડ્યો. એ મન સાથે વાતો કરવા લાગી: "બેટા, નારી જેવું જગતમાં બીજું કોઈ અસહાય પ્રાણી નથી. તે અનંત વેદનાઓના હળાહળને પીને પચાવી જાણે છે: સર્જનકાળથી નારીના હૈયામાં કરૂણા અને પ્રેમનાં ઝરણ વહી રહ્યાં છે: ભલે પુરૂષ એ સમજી ન શકે, પણ પતિને હલકો પાડવાની વૃત્તિથી કોઈ સ્ત્રી કદી સુખી થઇ નથી ને થવાની નથી. કેમકે પુરૂષના પતનમાં સ્ત્રીનું પતન નિર્માયલું હોય છે. માટે પતિનાં પગેરાં શોધવાં એ પત્નીનું કામ નથી."

દીકરીના આ સદ્‌ગુણોથી માડીનું હૈયું રડી ઉઠયું. માને રૂદન
:તી જોઇ સુરેખા પણ રડી પડી—જાણે બંધિખાને પૂરાયલાં પૃથ્વીનાં
ાણતત્ત્વો એકી સાથે રૂદન કરવા લાગ્યાં.

"બા, તું હવે જા." સ્વસ્થ થઈને સુરેખાએ કહ્યું.

"તને આ દશામાં મૂકીને ?"

"મને મારા ભાગ્યને આધારે છોડ; બા! તું હમેશાં મને
'ભાળવા ને ઉગારવા ક્યાંથી હોઇશ ?"

સુરેશના મન પર સુરેખાના આ શબ્દોની ચોટ લાગી. માતા
ણ 'ભાગ્ય'નો બેવડો અર્થ સમજી ગઇ.

"તારો ઘા જરા શેકી દઉં..."

"હું એટલું તો હવે કરી લઈશ. જરા મને રૂ લાવી આપો!"
રમાતાં શરમાતાં સુરેશ બોલ્યો.

"બા, તું જા..."

"...તારા બાપુજી જાગે છે. એ પૂછશે તો..."

"...કહે જે કે મને કશું જ થયું નથી."

ભારે દુઃખ જોયા પછી જણાતા ક્ષણિક સુખનીયે માનવીને
ધુરભીનિ લાગે છે. સવિતાએ જોયું કે સુરેશ હવે પસ્તાવો કરી
હ્યો છે. એમાં જો તે વિઘ્નરૂપ બનશે તો દીકરીનું સુખ વખતે ઉડી
'શે. એટલે તે ગઈ અને ચુપચુપ રૂ, આયોડિન અને પાટો આપી ગઇ.

સુરેશે સુરેખાને થયેલો ઘા સળગાવેલા રૂથી શેકી, આયોડિન
ાપડી પાટો બાંધ્યો; ત્યારે સુરેખા ઘાને પણ મિત્ર જેવો માની
ઞ્જી થઇ.

બહાર નિશાની સર્વોત્કૃષ્ટ શાંતિમાં અગમ્ય અનંતતા પથરાઈ

વળી હતી. ત્યારે શયનખંડમાં સુરેખા ક્ળે ક્ળે, ભારતી તરફથી જાણેલી ઘટનાઓનો સ્ફોટ કરી રહી હતી.

"આ બધી ગલત વાત છે: કોઈકે તને ભરમાવી છે. હું એમાં કશું જ જાણતો નથી." સુરેશ આગ્રહપૂર્વક કહી રહ્યો હતો.

"હું તમારી વાતમાં શંકા લાવતી નથી. પરંતુ ફરીથી તમારી કોઈ ક્યાંય વાત પણ ન કરે એ રીતે તમે વર્તો, એટલી જ મારી પ્રાર્થના છે." નમ્રતાની જ પ્રતિમા બોલતી હોય એવી ત્યારે સુરેખા લાગતી હતી.

સુરેશના મનને આ બધી કચકચ લાગતી હતી. છતાં સુરેખાના સુશીલ વર્તનને લીધે, એ અત્યારે ફરીથી એને માઠું લગાડવા માગતો નહોતો. તેથી જ એણે હસીને કહ્યું: "કબૂલ, કબૂલ, બસ્સ!"

હજી સુરેશના શ્વાસમાંથી દારૂની ગંધ આવતી હતી. છતાં સુરેખા ઉદારભાવે તે વેઠી રહી હતી. દુઃખના ઘા પછીનું આટલુંયે સુખ એને સ્વર્ગનાં દ્વાર ખુલતાં હોય એવું લાગ્યું. દિલના એ ભાવ એના વદન પર પ્રફુલ્લિત થઈ રહ્યા: જાણે એના યૌવનની ફરીથી વસંત મોરી.

સૌન્દર્યલુબ્ધ સુરેશે એને પોતાની તરફ ખેંચી. પતિનો એ સ્પર્શ એના રોમેરોમને ઝણઝણાવી રહ્યો. એનો આનંદ મલયાનિલની માફક એના સર્વાંગમાં ફરી વળ્યો. દુઃખનું ઋણ અશ્રુઓથી અદા કર્યા પછીનું આ સુખ એને સ્વર્ગીય દેખાયું: મેઘધનુષ્યના રંગે રંગાયલા કલ્પનાના જલધર પ્રાસાદમાં એ ઉડવા લાગી!

એ સુખ પછી સુરેખા માતા સમી નિદ્રાના મીઠા ખોળામાં ઊંઘી ગઈ.

એ રાતે ચીનુભાઈ અને સવિતાથી ઊંઘ રિસાઈ ગઈ હતી અને સુરેશ ઉપસ્થિત થયેલી કપરી પરિસ્થિતિમાંથી છટકાં બારીઓ શોધવા સારૂ જાગી રહ્યો હતો!

દીપકના પિતા આદિતરામમાસ્તર પુત્રના લગ્ન વિષે હમણાં હમણાં ચિંતાતુર રહેતા હતા. જગુજાતીનો જનક અને પકાપંડ્યાનો પ્રેમો પોતાના દીપકની સરખામણીમાં ભોજ પાસેના ગાંગા જેવા લાગતા, છતાં એ ગાંગલા પરણી ગયા અને ભોજ સમા પોતાના દીપકનું હજુ વેવિશાળ પણ ન થાય, એ ન્યાતીલાઓનો જેવો તેવો નહિ પણ અતિ ભયંકર અન્યાય હતો: એ અન્યાય આદિતરામના દિલમાં શૂળની માફક ખૂંચતો હતો. હવે એકાદ બે વર્ષમાં એમને નોકરી પરથી નિવૃત્ત થવાનું હતું: ખરી રીતે તો ત્રણ વર્ષ પહેલાં જ એમને ધોરણ પ્રમાણે તો નિવૃત્ત થવાનું હતું; પરંતુ પોતાનો એકનો એક પુત્ર મુંબઈની કૉલેજમાં ભણે છે અને એના ભણતરખર્ચની ટૂંકા પગારમાંથી ત્રેવડ કરવાની છે એવા નિમિત્તથી તેમણે ખાતા પાસેથી મહેરબાની માગી હતી.

 આદિતરામ માનતા હતા કે, નોકરીમાંથી નિવૃત્તિ લેવા

પહેલાં જ જો મારા દેવશંકરનાં લગ્ન થઈ જાય તો ઠીક. પરંતુ જ્ઞાતિજનો એમની ચિંતામાં સહભાગી થતા નહોતા! જો કે પોતે તો જ્યારે જ્યારે ન્યાતના બે ચાર માણુસ પણુ મળ્યા હોય, ત્યારે એમને મળવાની તક ચૂકતા નહિ. અને કોઈ પણુ ન્યાતિલો મળે ત્યારે એમની જીભને પોતાના દેવશંકરની હોંશીઆરીનાં જ ગુણુગાન કરવાની ટેવ પડી ગઈ હતી: 'ન્યાતનાં પૂણ્યે અને ભોળાશંભુના આશીર્વાદથી આપણો દેવશંકર મુંબઈની કૉલેજમાં ખૂબ નામના કમાઈ રહ્યો છે. એનો મોટો માસ્તર ટોપીવાળો પણુ એનાં અભ્યાસ અને ચતુરાઈ પર ખુશ છે. ભલભલા લક્ષાધિપતિઓ આપણા દેવુને ટયૂશન માટે રોકવા પડાપડી કરે છે. એક વખત એણે પરીક્ષા પાસ કરી કે કેળવણી ખાતું એને ડેપ્યુટીનો દરજ્જો આપવાનો વિચાર કરી બેઠું છે!"

છતાં દેવશંકરમાંથી મુંબઈ આવીને દીપકકુમાર બનેલા માસ્તર આદિતરામના એ કુળદીપકના પ્રકાશથી કોઈ જ્ઞાતિલો હજી અંજાયો નહોતો!

પરંતુ પ્રભુકૃપાએ એમની ઘનઘોર નિરાશામાં, એક દિવસના સમાયોગને વિષે અકા આચારજની વિધવા ગોમતીએ પોતાની સમરથ માટે આદિતરામ પાસે દેવશંકરની માગણી કરી, અને એમના હૈયામાં આશાની વીજળી ચમકી ગઈ!

"મારો દેવશંકર કંઈ અમદાવાદ–વડોદરા નથી ભણુતો, એ તો મુંબઈની કૉલેજમાં ભણે છે. આપણી ન્યાતના મુંબઈમાં રહેતા માણસોએ એમની રૂપાળી ને અંગ્રેજી ભણેલી કન્યાઓ માટે એનાં માગાં અનેક વખત કર્યાં, પણ મારો દેવશંકર તો કહે, મારા બાપુજી જે કરે તે ખરું. દીકરો આપણી આટલી મર્યાદા પાળે, ત્યારે આપણે પણુ ઉમ્મરલાયક ને વિદ્વાન પુત્રનો વિચાર તો કરવો જ જોઈએ ને—"

એકાએક હા પાડવાથી પોતાનાં મૂલ્ય ઓછાં અંકાઈ જાય, એ

ભયથી આદિતરામે આ પ્રકારે વાતનો આરંભ કર્યો. છતાં વખત છે ને ગોમતી છટકી જાય એ ભયે એમણે વાતના તાંતણાને વચ્ચેથી જ કાપી નાખ્યો.

"એમ તો મારી સમરથ કંઈ જેવી તેવી નથી. એ તો શીતળા માતાએ જરા તરા ફેરફાર કર્યો, બાકી મૂળે તો એ રૂપરૂપનો અંબાર હતી જો! છોડીઓને ક્યાં નોકરી કરવા જવું છે, એટલે મેં એને નિશાળે નથી મોકલી, પણ ઘરકામમાં મારી સમુની હોડમાં બેસી શકે એવી કોઈ આપણી ન્યાતમાં તો મેં જોઈ નથી..."

"તે હશે, હશે! કેમ હોશિયાર ન હોય, તમારી દીકરી છે ને? એ તો આચારજનું અવસાન થતાં, તમારે જરા નાનમ આવી, બાકી અકા આચારજનું નામ દીધું એટલે થઈ રહ્યું...આ તો એમ કે દેવશંકર મુંબઈ રહે છે ને, એટલે એને લખી જોઉં...એ તો એટલો આજ્ઞાધારક છે કે મેં લખ્યું એટલે હા જ પાડવાનો; છતાં લખ્યું હોય તો ઠીક...બાકી તમારે નવ્વાણું શું એક સો ટકા અમારી હા જ છે, એમ માની લેવાનું!"

આમ વાતચિત થયા પછી આદિતરામે દીકરાને કાગળ લખ્યો. એમાં એમણે લખ્યું હતું કે: "હવે હું ને તારી બા ઘરડાં થયાં, એટલે અમારે બેઠે તારા હાથ કંકુવાળા થઈ જાય તો જીવને નિરાંત થાવ-આપણી ન્યાત અદેખી છે: તારા જેવા દીપકમણિને માટે અત્યાર પહેલાં પડાપડી થવી જોઈતી હતી, પણ જાણે આપણી વિરૂદ્ધમાં કાવતરૂં કર્યું હોય તેમ એ લોકો ભાવ પૂછતા નથી. એ તો જાણે ઠીક, પણ ઉપરથી જ્યાં ત્યાં એવો ગણગણાટ ફેલાવે છે કે 'મુંબઈની કોલેજમાં ભણે એ તો વંઠી જાય, બ્રાહ્મણનો ધર્મ પાળે નહિ,' વગેરે વગેરે.

"ભાઈ! તું ડાહ્યો ને સમજણો છે: એટલે સાચવીને, આપણા કુળધર્મનું પાલન થાય એ રીતે રહેતો હોઈશ જ. પરંતુ આદિતરામ

માસ્તરના કુળમાં કશું કહેવાપણું થાય તો અમારે તો જીવવું યે ભારે પડી જાય !

"આવી પરિસ્થિતિમાં આપણી જ્ઞાતિમાં જાણીતા એવા અકા આચાર્યની પુત્રી સમરથ સાથે તારૂં વેવિશાળ નક્કી કર્યું છે. સમરથ અતિ રૂપવાન તેમ ગુણવાન છે. આચાર્ય તો ગુજરી ગયા છે: એમનાં વહુ ગોમતીબાઈ બહુ જ સદ્દગુણી બાઇ છે. આપણને આવું ઘર અને આવી સર્વસદ્દગુણસંપન્ન, સુરૂપવતિ કન્યા મળે એ તો ભોળાશંભુની કૃપા જ કહેવાય. માટે એક વખત તું જરા જલદી આ તરફ આંટો મારી જજે."

પિતાનો એ પત્ર મળ્યો ત્યારે દીપક નૃત્યાલયમાંથી આવ્યો હતો: રસ્તામાં એણે ભારતીને જોઈ હતી: ભારતીએ એની તરફ જોયું ન હતું ! છતાં નૃત્યાલયના કલામય વાતાવરણમાંથી નીકળતાં જ ભારતીનાં દર્શન થવાથી એમના કવિહૃદયમાં પ્રેમનો ઊભરો ચઢી આવ્યો હતો ! દીપકો રહેશે ત્યાં સુધી દુનિયામાં એમાં બળી મરનારાં પતંગિયાં રહેવાનાં જ, તેમ જ્યાં સુધી જગતમાં સ્ત્રીસૌન્દર્ય વિલસતું હશે ત્યાં સુધી એની પાછળ ઘેલા બનનાર દીપકો ય જીવવાના !

એ પ્રકારના વિચારચક્રોમાં અથડાતો દીપક પેઢી ઉપર આવ્યો ત્યારે ક્યાંક વાંચેલી કવિતા એ ગણગણી રહ્યો હતો :

જો કે વદે કદિ ન એ મુજ સંગ વાણી,
દે કાન તો ય મુજને વદતો પ્રમાણી;
મારા ભણી મુખ કરી ન જુવે કદાપિ,
રાખે ન એ નજર અન્ય ભણી તથાપિ.

આ પ્રકારની મનોદશામાં પિતાનો પત્ર વાંચતાં એને સ્વર્ગમાંથી પૃથ્વી પર પટકાઈ પડ્યા જેવું થયું ! એણે કાગળ બાજુમાં નાખ્યો અને પોતે પથારી પર પછડાયો. એના મસ્તિષ્કતંત્રનાં યન્ત્રો અતિવેગથી ફરવા લાગ્યાં, એથી એનું માથું તપી ગયું !

"ક્યાં આ ભારતી અને ક્યાં આ અકા આચાર્યની સમુ ?—ક્યાં અહિંની પદ્મિનીઓ અને ક્યાં ગામડાની ગમાર શંખિણી સમી સમરથ ?—ક્યાં મારા સરિખો રસિક કવિ અને ક્યાં એ ભેંસ જેવી...!—નહિ, નહિ! શું આટલા માટે મને મુંબઈ સુધી ભણવા મોકલ્યો ?—મારાથી બધું થશે માત્ર આ પ્રકારનું લગ્ન નહિ થઈ શકે—ભારતીને કેમ કરીને ભૂલી શકાય—Oh, no! To love is to sacrifice—ખરૂં છે: હું ભારતીના પ્રેમની ખાતર જીવનનો ભોગ આપવો પડે તો પણ પાછો નહિ પડું—ભલે ને એ આ જીવનમાં ન મળે—તો'યે આશા કંઈ કંઈ ધરી, પ્રાણુને હું નિભાવું!—પિતાજી, પિતાજી, તમને આ શું સૂઝ્યું ?-તમને ક્યાંથી સમજાય કે દીપક ભારતી જેવી ફૂટડાં ગાત્રવાળી, હરિણી સરખાં નેત્રવાળી રૂપાળી સખિને કદી વીસરી શકશે નહિ ને એના વિના જીવી યે શકશે નહિ!..."

બાજુમાં પડેલો પત્ર લઈ એણે ચોળી નાખ્યો.

"કોણુ જાણે કે એ અકા આચારજની સમુ કેવી ગમાર હશે ?—ના, ના, મારા જીવનની સોનાની જાળને હું એવાં મેલાં પાણીમાં નાખીને બગડીશ નહિ!"

દીપકનું કવિહૃદય આ વિચારચક્રોમાં અટવાઈને ઘવાયું: એનાથી તેથી રડી જવાયું: રડતાં રડતાં એનાથી ઊંઘી જવાયું. ઊંઘમાં પણ એ પિતાને પ્રાર્થતો હતો: "કૃપા કરી મારો શતમુખ વિનિપાત અટકાવો!"

ચીનુભાઈને સુરેશની રીતભાતથી અતિશય દુ:ખ થયું: આખી રાત એમણે ચિંતામાં ઊંઘ વિનાની વિતાવી!

સવિતાએ પતિના મનના સમાધાન માટે વિવિધ પ્રકારે દલીલો કરી: "હજુ એનામાં છોકરવાદ છે, વિધવા માતાનો એકનો એક લડાવેલો પુત્ર છે, એનો પોતાનો નહિ પણ ખરાબ સોબતીઓનો દોષ છે, એને તમે કંઈ કહેવા જશો તો ઉલટી અસર થશે અને સુધારાને બદલે બગાડો થશે, કદાચ એ તમારૂં અપમાન પણ કરી બેસે, માટે તમે બધું મારી ઉપર છોડો. કુળવાન છે એટલે એને જોઈએ તેટલી કન્યાઓ મળે ને આપણી સુરેખાનો ભવ બગડે. સુરેખા ડાહી ને સહનશીલ છે: એ જ સુરેશચંદ્રને સમજાવી સુધારીને ઠેકાણે લાવશે."

છતાં ચીનુભાઈના દિલને શાતા ન વળી.

"મને તો બાપડી સુરેખાની ચિંતા થાય છે. મને ક્યાં આવા કુળવાનના કટકાને શોધવાની દુર્બુદ્ધિ સૂઝી?"

"હવે થયું ન થયું બનવાનું નથી. તેથી સુરેખાની ખાતર હવે તમે મન મારીને બેસી રહો. ને બધું સુરેખા ઉપર છોડો."

"એતો છોડેલું જ છે તો! આપણી કુળમોહની મૂર્ખાઈનો ભોગ બિચારી સુરેખાને બનવું પડશે..."

"એના નસીબમાં સુખ મંડાયું હશે તો એ દુઃખી થવાની નથી, પણ જો દુઃખ જ લખાવી લાવી હશે..."

સવિતાએ ભારતીની વાતો સાંભળી હતી: એ વાતોથી પતિને વાકેફ કરવા જોઈએ એવું એને આ વખતે લાગ્યું. પરંતુ અત્યારે એ બધું કહેવાથી તે વધારે ઉશ્કેરાય એ ભયથી, બીજે વખતે અનુકૂળ સંજોગ જોઈને વાત કરવાના વિચારથી એણે મૌન સેવ્યું.

બીજી તરફ પોલીસ તપાસ શરૂ થઈ ચૂકી હતી. છૂપીપોલીસના માણસે કૉલેજના પ્રિન્સીપાલને મળીને જયંતિલાલને ત્યાં બનેલી ઘટનાથી એને વાકેફ કર્યો હતો અને આ તોફાન કૉલેજના વિદ્યાર્થીઓમાંથી જ થયેલાં હોવાં જોઈએ એમ કહી, ન્યાયના કામમાં પોલીસને મદદ કરવાની એણે માગણી પણ કરી હતી.

પ્રિન્સીપાલે પોલીસના કામમાં સાથ આપવાની ખાત્રી આપી, પરંતુ સાથે સાથે તપાસનું કામ જાતે જ કરીને પોલીસને ખબર આપશે, તેમાં તમારે હાલ કશી સીધી ડખલ કરવી નહિ એવી ચેતવણી પણ આપી દીધી.

એ તપાસમાં સુરેશને પણ પ્રિન્સીપાલે ખાનગીમાં બોલાવીને પડપૂછ કરી.

"હું આ બાબતમાં કશું જ જાણતો નથી" એવું સુરેશે હિંમત પૂર્વક કહી દીધું.

"મિ. સુરેશ, તમે મારી આગળ બધી હકીકત કહી દેશો તો

ઠીક, પછી પોલીસના હાથમાં તપાસનું કામ જશે, ત્યારે મુશ્કેલ થશે." પ્રિન્સીપાલે એને સમજાવ્યો.

"સાહેબ હું કશું જાણતો જ નથી, પછી મને શાનો ડર છે?" સુરેશે મક્કમતાથી કહ્યું.

અને તેથી પ્રિન્સીપાલને એની નિર્દોષતાની ખાત્રી થઈ.

પોલીસે જયંતિલાલ પાસેથી એમના શિરનામાની ચિઠ્ઠીઓ મેળવીને પ્રિન્સીપાલને સોંપી હતી. એમાંના હસ્તાક્ષરો કૉલેજમાં કોઈના નહોતા એ પણ સાબિત થયું. છાપખાનાવાળો, માળી, બેન્ડ-માસ્તર અને ઘોડાવાળાને કૉલેજમાં લઈ જઈ છોકરાઓ બતાવ્યા. એમાંથી કોઈ પણ છોકરો એમને ત્યાં ખબર આપવા ગયો નહોતો.

પોતાની તપાસમાં ભારતીએ કહ્યું: કૉલેજમાં કોઈ વિદ્યાર્થી આવી ક્રૂર મશ્કરીમાં મને સંડોવે એવું મને લાગતું નથી: એટલે મને કોઈની ઉપર શક નથી."

અજિતની આકરી ઉલટ પાલટ તપાસ પ્રિન્સીપાલે કરી. એણે પણ કહ્યું: "અંદર અંદર અમે ગમે તેવા વિનોદ, મજાક કે તોફાનો કરતા હોઈએ, પરંતુ અમારા કુટુંબને આમ મશ્કરીનું મધ્યબિંદુ બનાવે એવો કોઈ વિદ્યાર્થી આપણી કૉલેજમાં હોય, કે કોઈને મારી તરફ એવી દુશ્મનાવટ હોય એમ હું માનતો નથી."

એટલે પ્રિન્સીપાલે પોલીસ ખાતાને તપાસનો અહેવાલ મોકલાવી આપ્યો.

અને પોલીસ ખાતા માટે આ નાનકડી બાબત જટિલ સમસ્યા સમી બની ગઈ.

આ તપાસને અંગે જયંતિલાલ, વિરંચિલાલ અને ચીનુભાઈને એક બીજા સાથે ઠીક ઠીક પરિચય થયો, પરંતુ ભારતીએ સુરેખાની ખાતર સુરેશની વિરૂદ્ધના પુરાવા દાબી રાખ્યા અને અજિતને ય

સુરેશ સાથેના ઘર્ષણની વાત દબાવી દેવાની એણે સલાહ આપી એ વાત કોઈ જાણી શક્યું નહિ. સુરેખા અને ભારતીજ એ વાત જાણતાં હતાં.

કૉલેજની તપાસમાં સુરેશ નિર્દોષ જણાયો ત્યારે સવિતાએ સુરેખાને કહ્યું: "જોયું ને બહેન, તે રાત્રે તું સુરેશચંદ્ર સામેના ભારતીના આક્ષેપો સાચા માની બેઠી હતી, એ ખોટુંજ હતું ને? મેં તો તને તેજ વખતે કહ્યું હતું કે, ભારતીની વાત માનવા જેવી નથી."

સુરેખાએ ભારતીને આપેલા વચનને લીધે એણે માતાની વાત સાંભળી લીધી અને ભારતીનો પક્ષ લીધો નહિ.

સુરેશ પર એ બધાની પ્રત્યાઘાતી અસર થઈ. વિવેક વિહોણો વિજય પણ નિષ્ફળ નિવડેલા પરાક્રમની માફક અધમ અને કુટિલ બની જાય છે. કૉલેજની તપાસમાં પોતે નિર્દોષ ઠર્યો, એને સુરેશે પોતાનો વિજય માન્યો: ચીનુભાઈ પર તેમજ ભારતી પર. અને તેથી એનો દિમાગ વિશેષ ફરી ગયો.

સુરેખા પાસે એણે વિજયવંતાના ગૌરવથી કહ્યું:

"કેમ, મારી વિરૂદ્ધ તારા કાનમાં ઝેર રેડી જનાર સાચું હતું કે હું? સ્ત્રીઓ કદી પોતાનેજ સમજી શકતી નથી: સ્ત્રીની શત્રુ સ્ત્રીજ છે એ હવે સમજાયું? કે મારી વિરૂદ્ધની જે કંઈ પણ વાત સાંભળે તે સાચીજ માની લેવાની તને ટેવ પડી છે?"

સુરેખાને સુરેશની વાતમાં વિશ્વાસ બેઠો. પ્રેમઘેલી યુવતિઓ જીવનની આંટી ઘૂંટીઓથી અજાણ અને લાગણીમય હોવાથી પ્રેમીઓ જે કંઈ કહે તે સાચું માની લે છે.

"હું તમારી સામે થવામાં નહિ પણ તમારી થઈને રહેવામાં સદાયે સુખ જોઈ રહી છું, એટલે તમે મારા મટી જાઓ છો એવી કલ્પના પણ મારાથી સહન થઈ શકતી નથી, તેથી એવી કોઇ વાત સાંભળતાં હું કંપી ઉઠું છું." સુરેખાએ નમ્ર ભાવે કહ્યું. "મારી

માત્ર એટલીજ માગણી છે કે તમારો પ્રેમ ગુમાવવા કરતાં હું જીવન ગુમાવું ?"

"હવે તને મારામાં અવિશ્વાસ છે? હોય તો હજી પણ બોલ!" સુરેશે પરિસ્થિતિનો લાભ લેવાના ઇરાદે કહ્યું.

પુરૂષોને પ્રેમ કરતાં વિજય વધારે પ્રિય હોય છે: પરંતુ પ્રેમમાં જય પરાજયની ઇચ્છા પ્રવેશે ત્યારે પ્રેમ અવસાન પામે છે. મરેલો પ્રેમ ઝહેર બની જાય છે. સુરેખા એ કશું સમજી શકતી નહોતી. એને કુળવાનની સાથે વરાવવામાં આવી હતી અને જરાક વાંકું પડતાં એ વર્ગના પુરૂષો એકને ત્યક્તા બનાવી બીજી પરણી બેસતાં વિલંબ કરતા નથી, એટલી વાત એ જાણતી હતી, તેથી તે સદાયે ભયભિત રહેતી હતી. એ ભય એની સ્વાધીનતાની ભાવનાને ગુલામીમાં પલટાવી રહ્યો હતો: એના સ્વતંત્ર વ્યક્તિત્વને હણી રહ્યો હતો.

"મને તમારામાં કદાપિ અવિશ્વાસ નહોતો. તમને મારા બનાવવા અને મને તમારી બનાવી રાખવાની અધિરતા એજ, મને મારાથી કંઈ કહેવાઈ ગયું હતું. તે માટે હું માફી માગું છું."

સુરેખાએ લાડ કરતા પાળેલા પ્રાણીની રીતે સુરેશનો હાથ પકડીને યાચના કરી.

સ્ત્રી યાચના કરતી થાય ત્યારથી એના સ્વમાનના પતનનો પ્રારંભ થાય છે. એ સમજતા સુરેશે, વિજયના ઘમંડથી કહ્યું: "તારા મનની બધી ભૂતાવળો કાઢી નાખ એટલે હું તારો જ છું એમ તને લાગશે."

સુરેખા એટલા શબ્દોથી પણ પુલકિત બની ગઈ અને સુરેશના ખભે હાથ મૂકી એને ભેટી પડી—ઘમંડી વિજયને અપમાનિત પરાજય ભેટતો હોય તેમ!

ગોપાળદાદા અજિત માટેની પોતાની છૂપીયોજના સંબંધમાં મુષ્ટિમલ્લ ભીમરાવની મુલાકાત લઈ એની વ્યાયામ શાળાની બહાર નીકળતા હતા: સાથે ભીમરાવ પણ હતો. સ્ફૂર્તિ અને યૌવન સાથે સાથે ચાલતાં હોય એવી એ જોડી લાગતી હતી.

"તમારૂં કહેવું સાવ સાચું છે. હું તો અનેક વર્ષોથી કહી રહ્યો છું કે કાયરોને વરવા સ્વાધીનતા તૈયાર જ થતી નથી. પામરોના પડકારની કે ખુશામતની કશી જ કીમત નથી. ખરૂં કે નહિ ભીમરાવ! હા–હા–હા–હા!"

"આપનું કથન સોએ સો ટકા સાચું છે. પરંતુ આપણા રાજદ્વારી નેતાઓ એટલું પણ સમજતા નથી!"

"આપણે તો ભાઈ બીજાઓએ શું કરવું જોઈએ એમ બોલવાને બદલે આપણાથી થાય તે કરી છુટવામાં માનીએ છીએ...ચાલો ત્યારે ભીમરાવ હું જઈશ. મેં કહ્યું એ ભૂલતા

 નહિ. હું ફોન કરીશ."

"જરૂર, જરૂર."

ગોપાળદાદા મુંબઈ આવ્યા પછી મનમાં કંઈ કંઈ ઘાટ ઘડતા હતા. જયંતિલાલેજ અજિતને બીકણુ અને કાયર બનાવી દીધો છે એની ખાત્રી તો એમને કાશીથી નીકળ્યા ત્યારથીજ થઈ હતી. પરંતુ પોતાનો પુત્ર ક્યાં સુધી નાટક ચલાવે રાખે છે, એ જાણવા પૂરતા એને તે રમાડી રહ્યા હતા!

ભીમરાવની વ્યાયામશાળા અજિતવાળી કૉલેજથી થોડેક છેટે હતી. એટલે દાદાજી એ રસ્તેથી નીકળ્યા, ત્યારે કૉલેજોમાં ઉછરી રહેલાં આવતી કાલનાં નાગરિકોને નીરખવા એ જરા થોભ્યા.

એ વખતે કૉલેજ છૂટી ગઈ હતી, બધા જવાની ધમાલમાં હતા.

દાદાએ કૉલેજકુમારો અને કન્યાઓને જોયાં અને એ બબડ્યા: "છોકરાઓ પણ સ્ત્રીઓનુંજ અનુકરણ કરી રહ્યા લાગે છે! આમાં વીરત્વ અને ખમીર ક્યાં છે? છીછરાપણું, બહારનો ઠઠારો ને આછકલા વેડા! પવનચક્કીની માફક સોટાજેવાં શરીરો પરનાં આ બધાં માથાંમાં વિચારો અને કલ્પનાઓ ભરવાથી દેશને શું લાભ..."

થોડેક છેટે કંઈક ધમાધમી થઈ રહી અને દાદાજીના વિચાર અટકી ગયા. એ જોવા દાદાજી ધીરે ધીરે જરા આગળ વધ્યા.

એક છોકરો કંઈક બબડતો હતો: બીજો કોઈ સોફર જેવો એની સામે હાથ ઉગામી રહ્યો હતો: આસપાસ છોકરાઓનું ટોળું જામ્યું હતું: વિદ્યાર્થીનીઓ જરા દૂર ઊભી રહીને જોતી હતી.

વાદળમાંથી વીજળી પ્રકટે તેમ ટોળું વીંધી એક વિદ્યાર્થીની લડાઈ ચાલતી હતી ત્યાં આવી પહોંચી—મૂર્તિમંત પરાક્રમ જાતે ઉઠીને આવતું હોય તેમ.

"શું છે?—સુરેશ?" સુરેશ ત્યારે માર ખાઈ રહ્યો હતો. "અરે,

એ, આ શું તોફાન માંડ્યું છે?" હાથ ઉગામનારની નજીક ધસીને એણે આજ્ઞા કરતી હોય એવા દમામથી કહ્યું.

આવનાર ભારતી હતી. એને જોઈને સુરેશ લજવાયો. શારીરિક માર કરતાં એના હૈયાને અપમાનનો એ ઘા ભારે લાગ્યો.

મારનારનો ઉગામેલો હાથ અદ્ધર જ રહી ગયો.

"તમને ખબર નથી બહેન! આ માણસને હમેશાં હું સ્ત્રીઓના સંબંધમાં એવું બોલતાં સાંભળું છું કે..."

"એટલે આમ મારામારી થાય? ન્યાયની ખાતર પણ બીજા ઉપર હાથ ઉગામવો એમાં માણસાઈ નથી–તમે બધા અહીં ઊભા ઊભા તમાસો જોયા કરો છો?" ભારતીએ વિદ્યાર્થીઓના ટોળાની તરફ ફરીને કહ્યું. "આવી જ તમારી મર્દાઈ છે કે? કસોટીએ ચડતાંજ કથીર પુરવાર થાય એવું યૌવન શા ખપનું?"

"આજ તો તને જવા દઉં છું..." કહી એ યુદ્ધ ઇચ્છનારો ચાલી ગયો.

ભારતી પણ આવી હતી તે રીતે સડસડાટ કરતી પોતાની મોટર તરફ ગઈ. અનેક આંખો એની તરફ પ્રશંસાભરી દૃષ્ટિએ જોઈ રહી.

શરમિંદો બનેલો સુરેશ બીજાની શક્તિથી મુક્ત બનેલા ગુલામની માફક છટકી ગયો.

"આ બધામાં એક જ પરાક્રમી નીકળી!" દાદાજી એકલા ઊભા ઊભા ભારતીની પ્રશંસા કરી રહ્યા.

પેલો લડવૈયો એમની બાજુમાંથી જ નીકળ્યો.

"શું હતું ભાઇ?" દાદાએ એને પૂછ્યું.

"અરે, કાકા! એ છોકરો હર હમેશ કોઇને કોઈ છોકરીઓ વિષે ફાવે તેમ બોલતો જ હોય છે. હું મોટર હાંકું છું, એટલે મારે અહીં ઘણી વખત બેસવાનું થાય છે. આજે કોઇક ભારતી નામની

વિદ્યાર્થીનીના સંબંધમાં એ બીજા બે એક છોકરાઓ સાથે એવું બોલી રહ્યો હતો કે મારાથી તે સાંભળી ન શકાયું…"

"તેં ઠીક કર્યું ભાઇ! પણ આવા નિર્માલ્યો સામે મર્દાઇ શી બતાવવી? કેમ ખરૂં કે નહિ? હા–હા–હા–હા!"

દાદાજી હસતા હસતા ચાલી ગયા.

થોડેક દૂર જતાં દાદાજીએ અજિતને જોયો, એની સાથે દીપક હતો.

"કોલેજ તો વહેલી છૂટે છે, અને છતાં અજિત એટલો વહેલો ઘેર આવતો નથી. ત્યારે આ દીકરાઓ ક્યાં આથડતા હશે? જોઉં તો ખરો."

દાદાજીને એ વિચાર થતાંજ તેમણે અજિતની પાછળ પાછળ ચાલવા માંડ્યું.

અજિત—દીપક જે મકાનમાં ગયા તેના મેડા ઉપર 'ભારત નૃત્ય ભવન'નું પાટિયું લટકતું હતું. દાદાજીએ એ નામ વાંચ્યું અને થોડીક વિપલ ઊભા રહ્યા.

ઉપરથી આવતો નૂપુરનો ઝંકાર એમના કાનને સ્પર્શી ગયો. એ સાંભળી એમને કૌતુક થયું.

"અહીં વળી શું થઈ રહ્યું હશે?" એ વિચાર થતાં જ એ દાદરનાં પગથિયાં ચઢવા લાગ્યા.

નૃત્યાલયમાં રંગ જામ્યો હતો. અજિતના પગે ઘૂઘરા હતા અને એ બીજાં યુવક યુવતિઓ સાથે ગોપિકાનૃત્ય કરી રહ્યો હતો!

"મારા બેટાએ, એના બાપનાં પરાક્રમની વાતો કરી, પણ પોતાના આ વિરલ પરાક્રમની વાત તો છૂપાવી જ રાખી?"

દાદાની આંખ લાલ થઈ. એમણે ત્રાડ પાડી:

"અ…જિ…ત?"

એકાએક નૃત્યના રંગમાં ભંગ પડયો! અજિતે દાદાજીને જોયા ને એ શીંગડું બની ગયો! આખું નૃત્ય થંભી ગયું!

અચળશંકર ઘોષે આગળ આવીને દમામથી પૂછ્યું: "તમે કોણ છો? અહીં વગર પરવાનગીએ કેમ આવ્યા છો? આ પાટિયું વાંચ્યું કે નહિ: 'હુકમ વિના અંદર આવવું નહિ?'"

"જોઈ, જોઈ મોટી પાટિયાવાળી? હું પેલા છોકરાનો દાદો છું..."

એટલામાં નૃત્યાલયના બે ત્રણ નોકરો ઘોષબાબુની કુમકે આવી ચડ્યા. એટલે ઘોષબાબુને શૂર ચડ્યું.

"હું કહું છું કે હાલને હાલ નીચે ઉતરી જાઓ!"

"અને ન ઉતરું તો?" અડીખમ દાદા હિમાલય શા અડોલ ઊભા ઊભા બોલ્યા.

"તો ધક્કા મારીને કાઢવા પડશે." નોકર બોલી ઊઠ્યો.

"જોઉં......"

"...અરે, ઘોષબાબુ?" અજિત એક હાથે ઘૂઘરા છોડતો દોડી આવ્યો.

"તમે તો નાચી જાણો, ધક્કો મારી શકે એ બીજા હાં!" દાદાએ બાબુની સામે જોઈને કહ્યું.

એ આંખનો ચમકારો જોતાં જ અચળબાબુનો ઘોષ બંધ પડી ગયો!

"અજિત, ચાલ!"

નૃત્યાલયના પોતે જ સમ્રાટ હોય એમ દાદાજીએ હુકમ કર્યો.

અને અજિત ગુપચુપ આગળ થયો.

રસ્તામાં દાદાજીએ અજિતને કંઈ જ કહ્યું નહિ. પરંતુ ઘેર ગયા પછી એમની ગર્જના શરૂ થઈ.

"અલ્યા જયંતિ, તું તો કહે છે કે તારો દીકરો મર્દ બની
ો છે અને મર્દાનીરમતો રમે છે, અને અહીં તો આ પગે
ઘરા બાંધી છોકરીઓ ભેળો તા તા થૈ કરી રહ્યો છે! તને એટલું યે
ાન નથી?"

જયંતિલાલ ગભરાઈ ગયો.

"બોલતો કેમ નથી? અલ્યા તું તે મને બનાવે છે કે તારી
તતને છેતરે છે?"

"કામધંધામાં મને એ વાતની ખબર પડી નહિ હોય?"

"એ...મ. હા...હા...હા...હા!"

દાદાજીએ આમ હસીને ગુસ્સો કાઢી નાખ્યો, એમ માની
જયંતિલાલ એમના ભોળપણ પરના પોતાની ખંધાઈના વિજયથી
મલકાતો મલકાતો સૂવા ગયો.

રાતવાળી વાત વિસારે પડી છે એમ માની જયંતિલાલ સવારે લહેરમાં ચહા પીવા બેઠા હતા. દાદાજી દૂધ જ લેતા હતા અને એમની હાજરીમાં અજિતને પણ દૂધ પીવું પડતું!

"જયંતિ, આપણા અજિતને મુક્કાબાજીમાં ચંદ્રક મળ્યો છે, ખરું ?" દાદાજીએ દૂધ પીતાં પીતાં પૂછ્યું.

"હા, જરૂર!" ભોળાદાદાને બનાવી શકાય છે એમ માનીને જયંતિલાલે કહી નાખ્યું!

પરંતુ અજિત ગભરાયો. ડોસા પૌત્રનો એ ગભરાટ જોઈ ગયા, છતાં કશું જાણુતા જ ન હોય એમ, હસતાં હસતાં બોલ્યા:

"ત્યારે તો અજિત, દીકરો ભારે પરાક્રમી લાગે છે. ચાલો કાશી જતા પહેલાં હું એનાં એ પરાક્રમ નજરે તો જોઈ લઉં.!"

દાદાજી એમ કહેતા કહેતા ટેલિફોન પાસે જઈને ભીમરાવને જલદી આવવાનું કહી આવ્યા.

અજિત આ મુશ્કેલીમાંથી માર્ગ કાઢી આપવા પિતા સામે જોતો હતોઃ એનો પિતા પોતાની પત્ની તરફ જોતો હતો અને બાપને છેતરવાની પતિની મૂર્ખાઈથી કંટાળેલી કમળા જમીન તરફ દૃષ્ટિ ઢાળી રહી હતી!

અજિત ગભરાયો. ઊઠયો અને બહાર જવા લાગ્યો.

"અજિત ક્યાં જાય છે?" દાદાજીએ પૂછ્યું.

બોલ્યા વિના અજિત ચાલવા લાગ્યો.

"અલ્યા, સાંભળતો નથી?" દાદાજીએ ઘાંટો કાઢયો.

"મારા બાપુજીને પૂછો?" અજિતે કહ્યું. અને ફરી ચાલવા લાગ્યો.

"હમણાં પેલો ભીમરાવ આવશે?"

"મારા બાપુજીને પૂછો!"

"અલ્યા, એની સાથે તારે મુક્કાબાજી ખેલવાની છે એ ખબર છે?"

"મારા બાપુજીને પૂછો!"

અજિતને વારંવાર એમ બોલતો સાંભળીને દાદા કંટાળ્યા.

"તારો બાપુજી, બહેરો છે! સાંભળતો નથી? અલ્યા આ શું કહે છે?" દાદાએ જયંતિલાલ તરફ ડોળા કાઢયાઃ

"મને કશી જ ખબર નથી!"

"વહુ! તમે કંઈ કહી શકશો, આ તમારો છોકરો આમ કેમ કરે છે?"

કમળા મૂગી જ રહી!

"અલ્યા, તમને બધાંને આ થયું છે શું?" ડોસા અકળાઈ ગયા. "કેમ કોઈ જવાબ આપતું નથી?"

"દાદાજી!" બોલતાં બોલતાં અજિત અટકી ગયો. "બાપુજી! બોલી દો ને!"

"શું બોલવાનું છે, દીકરા! તું જ કહે. આ તો બન્ને જણુ ગીંઢાં છે." દાદાએ અજિતને પટાવવા માંડયો.

"દાદાજી! તમને અહીં આવવા પહેલાં ચકરી આવતી હતી...?"

"મને?" દાદાને આશ્ચર્ય થયું.

"હા જી: તમને જ. અને એમાંથી તમને ચિત્તભ્રમવાયુનો રોગ લાગુ પડયો હતો..."

"પછી?"

"એટલે તમે ગમે તેવા પ્રશ્નો પૂછવા લાગો છો?"

"હું?"

"જી–હા; તમે જ! માટે તો હું કંઈ બોલતો નથી. બાએ ને બાપુજીએ..."

કમળાએ આડું જોઈ નાક પર આંગળી મૂકી અને જયંતિલાલે આંખ કાઢી...અજીત એથી બોલતો અટકી ગયો!

"છોકરાને બોલવા દો; દબાવો છો શું કામ? વહુ! તમે તો બહુ સારાં હતાં...બોલ દીકરા, પછી?"

અજિતે માતા પિતા સામે જોયું. ત્યારે ઉલ્લુપણાનો હૂબહૂ અભિનય એ કરી રહ્યો હતો.

"ડરીશ નહિ, અજિત." દાદાજીએ એને આશ્વાસન આપ્યું.

"બાપુજીએ મને કહ્યું હતું હતું કે, તેથી મારે તમારા કોઈ પ્રશ્નનો જવાબ ન આપવો; છતાં તમે આગ્રહ કરો તો મારે એટલું જ કહેવું કે: 'મારા બાપુજીને પૂછો?'..."

"વાહ! વારૂ, બીજું પણ કંઈ તને એમણે કહ્યું હતું ખરૂં!" દાદાએ કલાવી કલાવીને પૂછ્યું.

"બીજું ખાસ તો કંઈ નહિં" અને બોચી ખંજવાળતાં એ કંઈક યાદ કરવા લાગ્યો. "હં, એ તો એમ કે પેલા તમારી પાસેથી પંડિતજી અહીં આવ્યા હતા ને, એમણે બાપુજીને કહેલું કે,

તમને હનુમાનજી ચડે છે, ત્યારે કંઈ ભાન રહેતું નથી અને વગાડી બેસો છો ! એથી બાપુજીએ મને તમારાથી દૂર રહેવાની શિખામણ આપી રાખી હતી!"

"તેથી તું નાશી જતો હતો?"

"હા. તમને અત્યારે હનુમાનજી ચડ્યા છે ને?......"

"ગોપાળદાદા! આવું કે?" ભીમરાવનો અવાજ સંભળાયો એટલે અજિતની વાત અધૂરી જ રહી ગઈ! અને જયંતિલાલનો છુટકારો થયો.

"ભીમરાવ! આવો. આજ મારો દીકરો અજિત; એની સાથે તમારે મુક્કાબાજી ખેલવાની છે. આજે તમારૂં પાણી મપાવાનું છે; હો કે! હા–હા–હા–!"

સસરાના આ શબ્દો કમળાના હૈયામાં તીર બની બનીને ઊંડા ઊતરતા હતા. 'આ ડોસો છોકરાને મારી નખાવશે કે શું કરશે?— મેં એમને કહ્યું જ હતું કે આવી બનાવટ ના કરશો. પણ એમણે માન્યું નહિ.' એને ડોસાને પગે પડી માફી માગવાનું મન થયું. પણ વિમાનવેગે વાત કરતા ગોપાળદાદા એને એટલી તક પણ લેવા દેતા નહોતા!

જયંતિલાલના હૈયામાં પણ દાદાના શબ્દોના ડામ ચંપાઈ રહ્યા હતા. પરંતુ બોલવાની એક પણ બારી હવે ખુલ્લી રહી નહોતી.

"દીકરા અજિત! આ મારા મિત્ર છે. પણ તેથી તારે જરાયે સંકોચ રાખવાનો નથી. તું તારૂં પાણી બરાબર બતાવજે.—કેમ જયંતિ, આપણા દીકરાને તો બોક્ષીંગમાં ચંદ્રક મળ્યો છે ને?"

જયંતિલાલને લાગ્યું કે એના શરીરમાં વહેતું લોહી નસોમાં થંભી ગયું છે! એને કપાળે પરસેવો વળ્યો, એની જીભ સિવાઈ ગઈ!

મુક્કાબાજી માટેનાં મોજાં પહેરતાં પહેરતાં ભીમરાવે હસીને કહ્યું: "ગોપાળદાદા, અમારાં તો હવે વળતાં પાણીઃ અજિતનું તો હજી ખીલતું યૌવન છે..."

"યૌવનને હરાવવામાં તેમ એને હાથે હારવામાં યે વૃદ્ધાવસ્થાની શોભા છે, કેમ ખરું કે નહિ ભીમરાવ!" દાદાજીએ કહ્યું.

અજિત હજી બેસી જ રહ્યો હતો.

"ચાલ, દીકરા! તૈયાર થા. કાકાથી શરમાવવાનું નથી. —ભીમરાવ અજિત તૈયાર થાય ત્યાં સુધીમાં આવો તમને હું મારા પરાક્રમી પૌત્રનો જરાતરા પરિચય કરાવું. મારો દીકરો કંઈ રેંજી પેંજી નથી હોં!"

દાદાજીએ એક આલ્બમ લાવીને ભીમરાવના હાથમાં મૂક્યું.

આલ્બમ જોતાં જ જયંતિલાલના હાંજા ગગડવા લાગ્યા.

દાદાજી હોંશે હોંશે એમાંની છબિઓ ભીમરાવને બતાવતા હતા.

વચ્ચે જ દાદાએ અજિતને બેસી રહેલો જોઈને ફરી પૂછ્યું:

"કેમ અજિત! હજી મોજાં પણ પહેર્યાં નથી?"

"દા...દા...જી!" અજિતની જીભ લથડતી હતી.

"મોજાં નથી, એમ? ત્યારે એમાં શરમાય છે શાનો?—ભીમરાવ, મારો દીકરો એટલી બધી હરિફાઈઓમાં ઉતરે છે કે એનાં મોજાં ફાટી ગયાં છે..."

"એ તો આ છબિઓ જ બતાવે છે."

"હાસ્તો; જુઓ: આ ક્રિકેટ રમતો—આ હોકી, ફૂટબોલ-અહીં વળી ટેનિસ રમે છે—આ ઘોડેસ્વારીમાં એ કેવો દેખાય છે-આ જુઓ છાતીના અને ભૂજાના સ્નાયુ અને માંસપેશીઓની ખિલાવટ—અમેરિકાના પેલા 'ફીઝકલકલ્ચર' માસિકમાં પણ તમને આટલી સરસ છબિઓ તો જોવા નહિ મળતી હોય!—વારુ ત્યારે, આજે તમને તસ્દી પડી. પણ આવતી કાલે જ તૈયાર રહેજો. હું એને લઈને તમારી વ્યાયામશાળામાં જ આવીશ."

ભીમરાવે રજા લીધી.

તે પછી દાદાજીએ તદ્દન સ્વાભાવિક ઘટના બનતી હોય, એવી રીતે અજિતને કહ્યું: "બેટા ! આમ આવ તો."

અજિત આવ્યો.

"સાચું બોલજે હો: આમાં તારો સાચો ફોટોગ્રાફ કયો?"

દાદાજીએ આપેલા આલ્બમને એકથી બીજા છેડા સુધી જોઈ વળી ને અજિતે કહ્યું: "એક પણ નહિ."

"તારા બાપુજીને પૂછીને, જોઈએ તો કહે !"

એકદમ જયંતિલાલ દાદાજીના પગ આગળ મસ્તક નમાવીને બોલ્યા: "મને માફ કરો, પિતાજી......"

"કયા અપરાધની માફી માગે છે જયંતિ?"

"પિતાજી, તમે હમેશાં દીકરાને મર્દ બનાવવાનું લખતા હતા, અને અમને એકના એક દીકરાનો હાથ પગ ભાગવાનો કે ક્યાંક વાગી બેસવાનો ભય હતો. એથી મેં વ્યવસ્થિત રીતે છળ કર્યો છે..."

"ત્યારે આ બધી છબિઓ ક્યાંથી આવી?"

"વિલાયત અને અમેરિકાનાં માસિકોમાં એ છપાયેલી છબિઓ પર અજિતના માથાની છબિ ચોંટાડી, તે પરથી મેં નવા ફોટોગ્રાફ્સ પડાવ્યા હતા..."

"...અને તેથી કંટાળીને મર્દ બનવા માટે હું છૂપી રીતે નૃત્યાલયમાં જોડાયો હતો!" અજિતે પણ દાદાજી સમક્ષ પોતાની છૂપી વાત જાહેર કરી.

દાદાજીએ કહ્યું: "જયંતિ, તેં અને તારી વહુએ અજિતના હિતૈષીનું નહિ પણ હિતશત્રુનું કામ કર્યું છે. જીવતા મુડદાં જેવા છોકરા કરતાં તો દિકરા વિનાના હોવું વધારે સારું. તારો છોકરો ભણે ગણે પરંતુ એના શરીરનું રક્ષણ કરવા માટે એને બીજાના મોંઢા સામે દયામણે ડોળે તાકવાનું હોય, તો એ ભણતર એને ભારરૂપ બનવાનું. તને ખબર નથી, પણ આજે તો દેશને જેટલી ભણેલાઓની

જરૂર છે, તેથી વધારે નિડર, તાકાતવાળા ભણેલાઓની જરૂર છે. માટે તો હું નિવૃત્ત થઈ કાશીમાં બેઠે બેઠે એ ઉપદેશ જીવનમાં ઉતારી રહ્યો છું. પરંતુ પેલા પંડિતજીએ આવીને મને કહ્યું, તે પહેલાં તારા જ દીકરાએ મને બધી વાત લખી જણાવી હતી. તું એમ ના માનતો કે અજિત મૂરખ છે. એ તમારાથી કંટાળ્યો ત્યારે જ એણે મને બધું જણાવ્યું; અને તમે એને સાવ ભોટ માનીને વર્તવા લાગ્યાં, એટલે એણે તમારી સાથે એવું વર્તન ચાલુ રાખ્યું. એ બધું અમારી વચ્ચેની મસલત પ્રમાણે થયું છે. તું માને છે કે હું તો થોડા દિવસમાં પાછો કાશી જઈશ ! છતાં તારી એ માન્યતા પણ સાચી નથી. હવે તો ગામનાં છોકરાંની વાત પછી, પહેલાં ઘરનાં છોકરાંને મર્દ બનાવું ત્યાં સુધી હવે હું અહીં જ રહીશ."

"બાપુજી ! અમારી ભૂલની ક્ષમા માગીએ છીએ." એમ કહેતી કમળા સસરા આગળ આવીને ખોળો પાથરી કરગરી પડી. જયંતિલાલ પણ એમના પગે પડ્યો અને અજિત હાથ જોડીને ઊભો રહ્યો.

દાદાજીએ ગંભીર ભાવે કહ્યું : "આપણને સહુને માફી આપનાર વિશ્વેશ્વરનાથ છે ! આજ સુધી તમે જે ભૂલ કરી તે હવે પછી ન કરો એટલું બસ છે, સમજ્યા ?" અને એ ખડખડાટ હસવા લાગ્યા.

# સાસરવાસ

મેઘધનુષ્યની રંગાવલિ સમું સુરેખાનું થોડા દિવસનું સુખ ઘડીક ચમકીને અદ્રશ્ય થઈ ગયું.

પોતે ચાલાકીથી નિર્દોષ ઠર્યો હતો, એટલે હવે કોઈથી ડરવાપણું રહ્યું નથી એમ માનીને સુરેશે વળી પાછા ચંદુની સોબતમાં રખડવાનો આરંભ કર્યો અને રાતે ઘેર આવવામાં એને મોડું થવા લાગ્યું. થોડા દિવસ એણે સુરેખા તરફ એટલો પ્રેમ ઢોળી દીધો હતો કે, સુરેખાને પતિ તરફ જરા પણ શંકા બતાવવા જતાં ડર લાગતો હતો.

સુરેશે વાતમાં ને વાતમાં એક બે વખત સુરેખાને ડરાવીને દબાયેલી રાખવા માટે કહ્યું હતું કે, અમુક અમુક માણસ પંદર હજારની પરઠણ ઉપરાંત જમાઈને વિલાયત અભ્યાસ માટે મોકલવાની શરતે એની દીકરી માટે મુરતિયો શોધી રહ્યો છે. તેથી સુરેખા વિશેષ ડરતી રહેતી. રખે ને એને કશુંક વાંકુ પડે અને એ પેલા પૈસાદાર પિતાની પુત્રીને
૩૧ પરણીને પોતાને ત્યક્તા બનાવે! એના કરતાં ગમે તેવા

પતિને ય પકડી રાખવો, પાછળથી એનો પ્રેમ સંપાદન કરી, એને સુધારવાનો પ્રયત્ન કરવો; નહિ તો જીવનભર નસીબ પર આધાર રાખી પડ્યું પાનું નીભાવી લેવું. એ જ સૌભાગ્યવતી બની રહેવા માટેનો સારામાં સારો માર્ગ છે: એવું માનીને સુરેખા આત્મસંતોષ મેળવવા મથતી.

એટલે નચિંત બનેલા સુરેશને, દબાવી તતડાવી સુરેખા પાસેથી પૈસા પડાવવાની જોઈતી સગવડ મળી ગઈ હતી.

વચ્ચે પરીક્ષાના દિવસો આવી ગયા, એટલા વખતમાં કૉલેજ કુમારોનાં મસ્તી–તોફાનમાં ઓટ આવી. સહુ ગંભીર ભાવે અભ્યાસમાં રોકાઇ ગયા. પિતાશ્રીઓના પૈસે કૉલેજમાં મજા માણનારાઓના વાતોડીઆવેડાને પ્રોત્સાહન આપનારાઓ પણ "હમણાં જરા વાંચવું છે" એવાં બહાનાં બતાવી બતાવીને એમનાથી અળગા થઇ ગયા. સુરેશ પણ પાસ થવા પૂરતો પ્રયાસ કરવામાં રોકાઇ ગયો.

કાકાજીએ વારસામાંથી બાતલ કરી દેવાનો ભય બતાવ્યો ત્યારથી અતુલ તો સુરેશથી દૂર જ રહેવા લાગ્યો હતો.

પરીક્ષામાં અજિતે પ્રથમપદ પ્રાપ્ત કર્યું. ભારતી મધ્યમ વર્ગમાં પાસ થઇ, દીપક નાપાસ થયો અને સુરેશ સામાન્ય વર્ગમાં પાસ થયો. તેથી પણ સુરેશ અજિત તરફ વિશેષ કરડાગી બતાવતો થયો હતો; છતાં સુરેશનું એની આગળ બહુ ચાલતું નહોતું. કેમકે દાદાજીના આવ્યા પછી અજિતની પોચી માટી ટીપાઇ ઘડાઇને પોલાદમાં પરિવર્તન પામતી જતી હતી: એ માઇકાંગલો મટીને ધીરે ધીરે મર્દ બનતો જતો હતો. દાદાજી પોતાના પૂર્વજોના પરાક્રમોની તેમ જ દેશ–પરદેશના નવજુવાનોના વીરત્વની વાતો સંભળાવી સંભળાવી, એના નિદ્રિત પૌરુષેયને પંપાળી, ઢંઢોળી જાગૃત કરી રહ્યા હતા.

કાચો હીરો પહેલ પાડ્યા પછી પ્રકાશવંતો બને, તેમ ભય-

મુક્ત બનતો જતો અને તને–મને મજબૂત થતો જતો અજિત પહેલા કરતાં વિશેષ તેજસ્વી દેખાતો હતો. જેમ જેમ એ પાણીદાર બનતો જતો હતો, તેમ તેમ ભારતીના એની તરફના ભાવોમાં ભરતી ચડતી હતી.

પરીક્ષાઓ પછી કૉલેજોમાં છુટ્ટી પડી એટલે ગોપાળદાદા અજિતને લઇને ફરવા નીકળી પડયા. કુસ્તી ખેલવી, તરવું, ઘોડેસ્વારી કરવી અને મોડી રાત સુધી નિર્જનસ્થાનોમાં રખડવું એ ગોપાળદાદાએ અજિત માટે યોજેલો અભ્યાસક્રમ હતો.

એક દિવસ દાદાજી સાથે કુસ્તી ખેલતાં અજિતને વાગ્યું અને એને થોડા દિવસ ખાટલો સેવવો પડયો, ત્યારે જયંતિલાલ અને કમળા ઘણાં જ ગભરાઇ ગયાં. જયંતિલાલે તો દાકતર મારફત એવી ચેતવણી પણ અપાવી કે અજિતનો બાંધો જોતાં આ પ્રકારની કસરતથી એને માટે ભવિષ્યમાં જોખમ ઊભું થવાનો સંભવ છે.

પરંતુ દાદાજીએ મક્કમપણે, દાકતરને કહી દીધું કે: "તમારે એ બાબત જરા પણ ચિંતા કરવાની જરૂર નથી. જીવતા મુડદા જેવો મારો દીકરો હોય, તે કરતાં મારે દીકરો જ ન હોય એ હજાર દરજ્જે સારૂં; એવું માનનારો હું છું. સમજ્યાને દાકતર ?"

દાકતર એ ડોસાજીની આવી વાત સાંભળીને છક્ક થઇ ગયો; પણ જયંતિલાલ તો દિગ્મૂઢ જ બની ગયો. તે પછી દાદાજી આગળ વિશેષ દલીલ કરવાની એની કે કમળાની હિંમત જ ચાલી નહિ ! એથી અજિતની માનસિક ભીરુતા અને શારીરિક દુર્બલતા દૂર કરવાના પ્રયોગમાં દાદાજીને વિશેષ સરળતા સાંપડી ગઇ.

કૉલેજની રજાઓના દિવસોમાં સુરેખાએ આગ્રહ કરીને સુરેશના ગામ જવાની ગોઠવણ કરી. સવિતા અને ચીનુભાઇને એ ગમ્યું.

કૉલેજો ઉઘડી અને સુરેખા સાથે સુરેશ મુંબઇ આવ્યો તે પછી વળી એના પુરાણા સંસ્કારો સળવળી ઉઠયા. તોફાની સાથીઓનો સહવાસ સાંપડતાં એનાં જૂનાં પરાક્રમોની પરંપરા શરૂ થઇ ગઈ!

દીપક નાપાસ થયો અને ભારતી એની તરફ ઝાંખીને જોતી સુદ્ધાં નહિ, તેથી કવિરાજની કવિતા સાથે એમનાં તન ને મન સુકાવા લાગ્યાં !

પેઢીવાળા શેઠના છોકરાઓએ દીપકને થોડાક દિવસ હવાફેર માટે દેશમાં જવાનો આગ્રહ કર્યો, છતાં કવિરાજે માન્યું નહિ.

અજિતે હવે નૃત્યાલય છોડી દીધું હતું એટલે દિલના ઉભરા ઠાલવવા દીપકને માટે એક પણ અનુકૂળ સ્થાન રહ્યું નહોતું. તેથી એને અનેક રાતોના ઉજાગરા થવા લાગ્યા.

પથારીમાં સૂઈ જાય અને માથામાં વિચારોનાં વિમાનો ઉડાઉડ કરી મૂકે ! કોઈ વખત એ ભારતીને શીરી કલ્પે અને પોતે ફરહાદ બની પત્થરો તોડવા લાગે : કોઈ વખત એ પોતાની જાતને મજનુ માની ભારતીમાં લયલાને નિહાળતો, એને મેળવવા જાન કુરબાન કરી દેવાના વિચારોના ચક્કરમાં ફસી જાય : વચ્ચે વચ્ચે એ રસિયાબાલમ બની ભારતી રૂપી રાજકન્યાનું માગું કરવા આબુરાજના દરબારમાં દાખલ થાય !

"આમને આમ તારી ઝંખના કરતો રહીશ, છતાં તું મારા પ્રેમની કદર નહિ જ કરે, તો તારા નામના છેલ્લા જાપ જપતાં જપતાં પ્રેમના યજ્ઞમાં આહુતિ બની જઇશ, પરંતુ ઓ મારી આરાધ્ય દેવિ ભારતી! તારા સિવાય બીજી કોઇ પણ સ્ત્રીને આ દીપકકુમાર આ જીવનમાં તો નહિ પરણે તે નહિ જ પરણે. તો પછી અકા આચાર્યની સમરથ જેવીનો તો એ વિચાર જ કેમ કરે?...તું મને નહિ મળે તો અહો પ્રિયા! હું પ્રેમપંથનો પ્રવાસી બની તારી પાછળ દેહ પાડીશ અને આવતી કાલના પ્રેમીઓ મારે સારૂ ગાશેઃ

તુજને પ્રિયે સંભારતો,
મૃત્યુ મુખે સૂતો હતો;
છેલ્લો નીકળતાં શ્વાસ,
તારૂં નામ એ જપતો હતો..."

કલ્પના તરંગોના આવા અશ્વોપર બેસી, બેફામ ચોપાસ દોડા દોડી કરતું એનું મન શાંત થતું નહિ અને એ દશામાં રાતોની રાતો એ અનિદ્રાથી પડખાં ઘસતો.

દીપકની આવી દુર્દશા જોઇ પેઢીના માણુસોએ આદિતરામ માસ્તરને કાગળ લખ્યો. એમાં એમણે જણાવ્યું હતું કે: "તમારો દેવશંકર આ વખતે નપાસ થયો છે, તેથી કે પછી એને કશુંક ભૂત વળગ્યું હોય તેથી, દિવસે દિવસે એ સુકાતો જાય છે. અમારૂં કહેવું એ માનતો નથી અને દેશ તરફ આવવાની ના જ પાડે છે. માટે તમને આ હકીકત જણાવીએ છીએ."

પિતા, પુત્ર તરફના કાગળની તેમ જ એના આગમનની વાટ જોતા હતા; અકા આચાર્યની સમરથ સાથે એ જ વર્ષે પુત્રનાં લગ્ન કરી નાખવાનો એમનો અને દીપકની માતાનો વિચાર હતો. તેવામાં આ પ્રકારનો કાગળ મળ્યો, એથી એ વત્સલ અને વૃદ્ધ વડીલોના દિલને આઘાત થયો.

માતા તો રડવા જ લાગી. "હાલ ને હાલ તમે મુંબઈ જાઓ મારા દીકરાને અહીં લઈ આવો" એ જ વાત એણે શરૂ કરી.

આદિતરામના દિલમાં યે અનેક જાતના અમંગળ વિચારો ળાવા લાગ્યા. અને બીજે જ દિવસે એ બાપડા જીવ, ભગવાનનું મ દઈ, દૂધની બાધા સાથે પુત્રનું મોઢું જોવા ગાડીએ ચડી બેઠા!

પિતાએ પુત્રને ખૂબ સમજાવ્યો, એની મા કેટલી ચિંતા કરે એ વિગતવાર કહી સંભળાવ્યું, તને નહિ જુએ તો તારી બા ન્ન–પાણીની આખડી લઈને મરી જશે, એવી ચેતવણી પણ આપી ને છેવટે તારી સાસુ અને અકા આચારજની વિધવા ગોમતી એક મત તને નજરે જોવા માગે છે, માટે વધારે નહિ તો બે દિવસ ાવી જા; એતો કાલાવાલા સાથે કહ્યું. પણ ફરહાદ અને મજનુ, દેવંત અને ગજરામારૂ જેવા પ્રેમીઓના કાફલામાં ભળેલો દીપક તો કનો બે ન જ થયો.

"મરીશ તો પણ મુંબઈમાં ને જીવીશ તો પણ મુંબઈમાં, હું પાસ થાઉં જ કેમ?...મારે અકા આચાર્યને ત્યાં પરણવું નથી... એક વખત કોલેજની અને જીવનની પરીક્ષામાં પાસ થાઉં તે ી બીજી વાત!" એ જ શબ્દો એણે આગ્રહપૂર્વક સંભળાવ્યાં કર્યાં.

"પણ, ભૈ, બિચારી તારી બાની તો દયા ખા. વધારે નહિ માત્ર બે જ દહાડા આવી જા. અમે જાણીયે તો ખરાં કે મુંબ- માં ભણેલા છોકરાઓને ગામડાગામમાં રહેવાનું પસંદ ન પડે; ણુ ભૈ બે જ દિવસ આવી જાય તો સહુના જીવને નિરાંત થાય." તા પુત્ર પાસે કરગરતો હતો.

પરંતુ પુત્રના દિલપર એની જરાયે અસર ન થઈ. એણે તો ી નાખ્યું કે: "પહેલાં જીવનનું ધ્યેય, પછી માતા ને પિતા. હું

અત્યારે વિદ્યાર્થી અવસ્થામાં છું. મારે પરીક્ષામાં સફળ થવાની સિદ્ધિ સાધ્ય કરવી જોઈએ. એની તુલનામાં માતા–પિતા અને સકળ આલમ તુચ્છ! આપ મારા વડીલ અને હિતૈષી હો તો કૃપા કરી મને મારા સિદ્ધાંતમાંથી ચળાવવાનો જરાયે પ્રયાસ કરશો નહિ...અત્યારે તો બસ્સ, દીધાં છોડી પિતા–માતા, ત્યજી વ્હાલી...નહિ, નહિ, મારે આવવું નથીઃ મારે અકા આચાર્યને ઘેર પરણવું પણ નથી. હું જો પરણીશ તો..."

"ભૈલા! એવું નાં બોલીએ. ભીંતનેય કાન હોય છે. જો આવી વાત તારી સાસુને કાને જાય તો, વાત વંઠી જાય ને બધું કર્યું કરાવ્યું ધૂળમાં મળી જાય. આપણી ન્યાત ભારે અદેખી છે. તારા જેવા સુલક્ષણા છોકરાને માટેય દેશમાં તો કંઈ કંઈ વાતો કરે છે. તેમાં વળી જો એ લોકો કંઈક આવું સાંભળી જાય તો, ફરીથી કોઇ કન્યા ન આપે"

"વડીલશ્રી! આપ એ બાબતમાં જરાયે ચિંતા ન કરશો. એનો બદ્ધો બોજો મારે જ મસ્તકે રહેવા દો. આપનો આ દીપક ન્યાતના ખાબોચિયામાં ડૂબી મરવા માગતો નથી. હરગીજ નહિ!"

પુત્રની આ જીદ આગળ છેવટે પિતાએ પરાજય સ્વીકાર્યો. દીપક એકનો બે ન જ થયો એટલે આદિતરામે પેઢીના શેઠને પુત્રની કાળજી રાખવા નમ્રતાભરી વિનતી સાથે મુંબઇને નમસ્કાર કર્યા.

ઘેર જઇને એમણે પત્નીને કહ્યું: "તારા દીકરાને મુંબઈની કૉલેજમાંથી કવિતા અને કાંતા નામની બે ચૂડેલો વળગી છે!"

અને એમણે નિશ્વાસ મૂક્યો.

ભારતીએ ડ્રાઈવરને હાથે માર ખાતાં બચાવ્યો, ત્યારથી સુરેશ એને દબાવવાનો પ્રસંગ શોધતો હતો. પોલીસ તપાસ પછી નિર્દોષમાં ખપતા સુરેશને આખું જગત જીત્યું હોય એવો નશો ચડ્યો હતો, સસરાના ઘરમાં પણ પછી તો એ વિજેતાની અદાથી વર્તવા લાગ્યો હતો.

એની ખટક એક ચંદુના દિલમાં રહી ગઈ હતી. એ વારંવાર સુરેશ પાસેથી પૈસા પડાવતો. સુરેશ ઘણી વખત સુરેખા પાસેથી પૈસા લાવીને એને આપતો.

એક દિવસ ચંદુએ પચાસ રૂપિયા માગ્યા. સુરેશે આપવાની આનાકાની કરી. "મારે ત્યાં કંઈ પૈસાની ખાણ છે? મેં હમણાં હમણાં તને કેટલા રૂપિયા આપ્યા?" એણે દલીલો શરૂ કરી.

"સુરેશ, મારે તારી પાસેથી દલીલો સાંભળવી નથી, મારે તો પૈસા જોઈએ છે." ચંદુએ ગુસ્સાથી કહ્યું.

"પણ મારી પાસે હમણાં નથી."

 "તો ગમે ત્યાંથી લાવ."

"શું ચોરી કરૂં?"

"તે તને ખબર. મારે તો પૈસા જોઇએ."

"અને હું ન આપું તો?"

"તો આવતી કાલેજ તારે જેલમાં જવું પડે. સુરેશ, તું કંઈ મને દયાદાન કરતો નથી, સમજ્યો? તારે માટે તો મેં માથું મૂકીને કામ કર્યું છે. મારે આજે જ પૈસા જોઇશે. નહિ તો આવતી કાલે જ તારૂં બધું કાવતરૂં પોલીસ પાસે ખુલ્લું થશે."

ચંદુ પહેલવાન એ શબ્દો બોલતો હતો ત્યારે એના મુખ પર જે ભાવો રમી રહ્યા હતા, તે જોઇને જ સુરેશના હાંજા ગગડી ગયા. એણે હસીને કહ્યું: "બસ કે? એટલી વારમાં આટલો બધો ગુસ્સો? હું તો જરાક મજાક કરતો હતો. તને પૈસા આપવાની કોણ ના પાડે છે?"

ચંદુએ સુરેશના હાથમાંથી પૈસા લેતાં કહ્યું: "તને મારી તરફ કેટલો પ્રેમ છે, એ શું હું નથી જાણતો?"

"હું તને જીવજાન દોસ્ત ગણું છું..."

"..કે મવાલી?"

"ચંદુ? એ શું બોલ્યો?"

"એમ, તું મને એક સગવડભર્યો મવાલી નથી માનતો?"

"ના."

"ત્યારે?"

"જીવજાન દોસ્ત."

"ખરી વાત?"

"નહિ તો? તારે કસોટી કરવી છે?"

"સુરેશ, શા માટે મને બનાવે છે?"

"હું–? તને બનાવું?"

"હા, હા, તું જ."

"શા પરથી કહે છે ચંદુ!"

"જીવજાન દોસ્તને માનવી પોતાને ઘેર લઈ ન જાય, એવું ક્યાંય બનતું હશે ખરું? સુરેશ! તું મને કદી તારે ઘેર તેડી ગયો છે, બોલ?"

"જો તને એવું લાગતું હોય તો, અત્યારે જ મારી પાસે ચાલ. આજે એક મિત્ર સાથે મારે સિનેમા જોવા જવાનું 'એપોઇન્ટમેન્ટ' છે. તું પણ અમારી સાથે સિનેમામાં આવજે. તે પછી મારે ઘેર તારે આવવાનું. બોલ છે કબૂલ?"

"કબૂલ, તને વાંધો ન હોય તો."

સુરેશને વાંધો તો બહુયે હતો, પણ એને નારાજ કરી શકાય તેમ નહોતો.

સુરેશે ઈંદુ સાથે આજે સિનેમા જોવા જવાની ગોઠવણ કરી હતી. ભોળી ઇંદુ એની મોહક શબ્દજાળમાં ફસી પડતી. ભારતી સામેની મેલી રમતના એક પ્યાદા તરીકે સુરેશ એનો સગવડભર્યો ઉપયોગ કરવાનો દાવ રમતો હતો. પોતાની મૈત્રીને તે અવિભાજ્ય ગણાવી, ભારતીને જુવાન છોકરાંઓનાં હૈયાં ભાગનારી તરીકે વર્ણવતો!

આજે પણ એણે એ જ વાતોની પુનરાવૃત્તિ કરી. ત્યારે ઈંદુએ એને કહી દીધું કે: "પુરૂષજાતિ ઉત્પત્તિથી અંત સુધી સ્ત્રીઓના જીવન સાથે દગા ફટકાની જ રમત રમે છે. ઘણા પરણેલા પુરૂષો કુંવારા હોવાનો દેખાવ કરી, સ્ત્રીઓને ફસાવે છે!"

"એ બીજા, ઇંદુ, આ સુરેશ એવો નથી."

"કદાચ, તું પણ નાનપણમાં પરણી બેઠો હોય તો કોણ જાણે?"

"ઈંદુ, તને મારામાં વિશ્વાસ નથી બેસતો, કેમ કે તું ભોળી હોવાથી ભારતીની તરકટી વાતોમાં ફસી જાય છે!"

"હું તો સામાન્ય વાત કરૂં છું. સુરેશ હું તો તને કુંવારો જ માનું છું..."

"એક વખત નહિ, પણ એક હજ્જાર વખત માન ! શું તું પણ મને બીજાઓના જેવો દગાખોર સમજે છે?—જો હું પરણેલો હોઉં તો શું મારી જ પત્નીનો દ્રોહ કરૂં ? તું મને એટલો અધમ ધારે છે? તને જો મારામાં વિશ્વાસ બેસતો ન જ હોય, તો તું અત્યારે જ મારો તિરસ્કાર કરીને ચાલી જા. મારા જીવનમાં એક સુખદ સ્વપ્ન ઊગીને ઊડી ગયું હતું એમ માનીશ. ઈંદુ, તું મને ભૂલી જજે. અને સુખી થજે. હું તો આ જીવનમાં કદી આપણી દોસ્તી વીસરી શકીશ નહિ. કંજુસના ધનની માફક એને હૈયામાં સાચવી રાખીશ : એ સ્મરણની પૂજા કરીશ અને જીવતો હોઇશ ત્યાં સુધી એકાકી જીવન ગાળીશ......" એમ કહેતાં કહેતાં સુરેશે રૂમાલથી આંખો ઢાંકીને લૂછવા માંડી !

ઈંદુ એથી ગળગળી બની ગઇ.

છબીઘરમાં ચંદુ ઈંદુની જોડે આવીને બેઠો, એ ઇંદુને જરાયે ગમ્યું નહિ. એનો દેખાવ જ કંટાળો ઉપજાવનારો લાગ્યો. પણ ચિત્રપટ શરૂ થયું, તે વખતનું ચંદુનું વર્તન એને એટલું તો અસભ્ય લાગ્યું કે, કંટાળીને એણે સુરેશને કહ્યું: "તારો આ મહેમાન જંગલી લાગે છે : તું એની બાજુમાં બેસ ને મને બીજી તરફ બેસવા દે !" સુરેશે એ વાત ગણકારી નહિ, પણ ઈંદુ ઊભી થઇ ગઇ, એટલે ન છૂટકે સુરેશને બેઠક બદલવી પડી !

ઇન્ટરવલ વખતે અકસ્માત ઈંદુની નજર ભારતી ઉપર પડી. ભારતીએ પણ એને જોઇ હતી. એની સાથે એક બહેનપણી

હતી. એ બન્ને વાતો કરતાં જણાતાં હતાં: પરંતુ તેઓ તિરછી દૃષ્ટિએ સુરેશ અને ઇંદુને જ જોઇ રહ્યાં હતાં.

"કેમ ભારતી?" કહેતી ઈંદુ ભારતીની પાસે ગઈ.

"ઓ હો! તું? ઇંદુ, કોની સાથે આવી છે?" ભારતીએ એકાએક ઇંદુને જોવાથી આશ્ચર્ય થયું હોય એ ભાવે પૂછ્યું.

"હું તો એકલી જ આવી હતી: અહીં મને સુરેશ મળી ગયો." ઈંદુએ વાત બનાવી! "ચિત્રપટ સારૂં છે, નહિ?"

"જરૂર. આપણાં જેવાંઓએ તો એમાંથી પ્રેરણા લેવાની છે." ભારતીએ કહ્યું.

બોલપટ ક્રાંતિ પછીના રશિયાનું પ્રચાર ચિત્ર હતું: ક્રાંતિની સામે થઇ રહેલા પ્રતિક્રાંતિવાદીઓ સાથે એક તરફ 'ક્રાંતિ અમર રહો!' નાં સંગ્રામસૂત્રોથી ગગનમંડળ ગજાવનારાં યુવકોને યુવતિઓ ક્રાંતિના શત્રુઓ સાથે એક તરફ જંગ ખેલતાં લોહી રેડી રહ્યાં હતાં અને બીજી તરફ લેનિનની કુશળ દોરવણી નીચે રચનાત્મક કાર્યોમાં પણ પરસેવો પાડી રહ્યાં હતાં. મુલ્કની મુકમ્મલ આઝાદી માટે સોવિયેટ રશિયાનાં સંતાનો શ્રમ ઉઠાવી રહ્યાં હતાં: રક્ત વહાવી રહ્યાં: પરસેવો પાડી રહ્યાં હતાં; એમને એક ઘડીનીયે વિશ્રાંતિ કે આરામ મળતાં નહોતાં: ધરાઇને ધાન મળતું નહોતું: પૂરતાં વસ્ત્રો મળતાં નહોતાં. છતાં 'ક્રાંતિ અમર રહો'નાં સંગ્રામસૂત્રોને સજીવન બનાવી, સર્વાંગીક્ષેત્રોમાં એને સક્રિય સ્વરૂપ આપવામાં જ સહુ મશગૂલ હતાં.

"મુલ્કની આઝાદી માટે આપણામાં આવી તમન્ના આવે..." ભારતી બોલતાં બોલતાં અટકી ગઈ; કેમકે ઈંદુનું ધ્યાન એની વાત સાંભળવા તરફ નહોતું એ તેણે જોયું.

"આ બહેન કોણ, ભારતી?" ઇંદુને ભારતીનો ઉપદેશ સાંભ-ળીને કંટાળો આવ્યો હોય, તે રીતે એણે પૂછ્યું.

"આ?..." ભારતીએ જોવાલાયક નમૂનો જોતી હોય તેમ,

પોતાની સાથે ઊભેલી બહેનપણી સામે જોયું, અને બોલી. "તું એમને નથી ઓળખતી?...હા, હા; તું નહિ જ ઓળખતી હોય. અહીં જ રહે છે એ, મુંબઇમાં?"

"કઈ કોલેજમાં?..."

"અત્યારે તો વિશ્વવિદ્યાપીઠની ગૃહસ્થાશ્રમની કોલેજમાં એ બહેન ગૃહિણીવર્ગમાં અભ્યાસ કરી રહ્યાં છે. એમનું નામ છે શ્રીમતિ સુરેખા બહેન: અને તું જેમની સાથે આવી છે એ શ્રી સુરેશચંદ્રનાં એ સગાં પત્ની છે!"

"આ...જ બહેન?...સુરેશ સાથે એમનું વેવિશાળ થયું હશે?" ઈંદુએ આશ્ચર્યથી પૂછ્યું.

"ના રે, એમનાં લગ્ન થઇ ગયેલાં છે." અને ભારતીએ ઈંદુને સવિશેષ આશ્ચર્યચકિત કરવા સુરેખાને પૂછ્યું: "તમારાં લગ્ન થયે કેટલો વખત થયો?..."

"બે વર્ષ." સુરેખા સહજ ભાવે બોલતી હોય એ રીતે બોલી.

એમની વચ્ચે આ વાર્તાલાપ થઇ રહ્યો હતો, ત્યારે સુરેશ અને ચંદુ વચ્ચે સીગરેટ પીતાં પીતાં ઈંદુના સંબંધમાં ટપાટપી ચાલતી હતી. તે વખતેજ સુરેશ ભારતી સાથે સુરેખાને જોઇ ગયો અને ભારતીએ આજે એને મહાત કર્યો હતો અને ઊંડામાં ઊંડો ઉતરે તેવો ઘા કર્યો હતો, એવું એણે માની લીધું.

સુરેશની એ કલ્પના સાચી નહોતી: એમાં માત્ર એના હૃદયનું જ પ્રતિબિંબ એ જોઈ રહ્યો હતો.

ભારતી સુરેખાને મળી તે પછી એમની વચ્ચેનો પરિચય વધતો ગયો હતો. ઘણી વખત સુરેખા ભારતીને મળવા જતી–પતિથી છાની: એમાંથી એ બન્ને વચ્ચે સખિભાવ જન્મ્યો હતો.

આજે સુરેખા ભારતીને મળવા ગઈ, ત્યારે ભારતી સિનેમા જોવા જવાની તૈયારી કરી રહી હતી. ભારતીએ એ ચિત્રનાં વખાણ કર્યા અને એને પોતાની સાથે આવવાનો ખૂબ આગ્રહ કર્યો, તેથી સુરેખા માતાને ટેલિફોનથી ખબર આપીને એની સાથે છબીઘરમાં આવી હતી.

સુરેશ ચંદુને ઠપકો આપતાં કહેતો હતો: "ગૃહસ્થકુટુંબની કન્યાઓ સાથે, તારે સભ્યતાથી વર્તવું જોઈએ."

જવાબમાં "હું તને ને તારા ગૃહસ્થકુટુંબોની કન્યાઓને કેમ જાણે ન ઓળખતો હોઉં?" એવા શબ્દોના ટાઢા ડામ ચંદુ એને ચાંપી રહ્યો હતો.

ચંદુ સાથે વાત કરતાં કરતાં, સુરેશે ઈંદુને આશ્ચર્યભાવે સુરેખા સાથે વાત કરતાં જોઈ અને એના પેટમાં તેલ રેડાયું! ચંદુ સાથે વધુ વાત કરવાનો એનો રસ સુકાઈ ગયો.

"સુરેશ, એ બધી લપ્પનછપ્પન મારે જોઈતી નથી. હું મવાલી છું એ મેં તને પહેલેથી જ કહ્યું હતું. તું મને સગવડભર્યો મવાલી માને છે એ હું જાણું છું ને તને જણાવી પણ દીધું હતું. તેમ છતાં હવે આવી કચકચ શા માટે કરે છે? તું શું ઈંદુને તારી મા-જણી સગી બહેન સમજીને સિનેમામાં લાવ્યો છે? દંભી! ભલે હું મવાલી છું, છતાં તારા જેવા સફેદઠગ જેવો મિથ્યાડંબર કરતો નથી. તેમ ગૃહસ્થકુટુંબોનીકન્યાઓને દગાથી ફસાવવા નામર્દની માફક પીઠ પાછળ ઘા કરતો નથી. ચાલ, સાહેબજી! મેં તને બરાબર જોઈ લીધો. હવે તું મને જોઈ લેજે!..."

અને ચંદુ ચાલી ગયો.

સુરેશ મુંઝાયો. ચંદુ જેવો માણસ મિત્ર તરીકે તેમ શત્રુ તરીકે ભયંકર હોય છે તે એ જાણતો હતો. ચંદુની પાછળ જઈ

એને મનાવી લાવવો કે નહિ, એવા વિચારોની જાળોમાં ગૂંચવાઈ ગયેલા મનને એ શાંત કરવાનો પ્રયાસ કરે, તેટલામાં ઇંદુએ એની પાસે આવી ને કહ્યું: "સુરેશ ચાલ મારી એક મિત્ર સાથે તારી ઓળખાણ કરાવું.

"ઈંદુ અત્યારે મારું ચિત્ત ઠેકાણે નથી. મને છેડીશ નહિ. તારી જ ખાતર મારે મારા મહેમાનને નારાજ કરવો પડ્યો..."

"ભલે. પણ તું મારી સાથે તો આવ. મારી બહેનપણી તને મળવા માગે છે." ઈંદુએ ફરીથી આગ્રહ કર્યો.

"મારે કોઈની સાથે ઓળખાણ કરવી નથી." સુરેશે છાશિયું કર્યું.

"સુરેખા નામની કોઈ સ્ત્રીને તું ઓળખે છે?"

"ના."

"ત્યારે તો તારે મારી સાથે આવવું જ પડશે. મારી એ બહેનપણીનું નામ સુરેખા છે. એ તારે ગળે પડે છે: કહે છે, છે વર્ષ થયાં એ તારી સાથે પરણી છે..." ઈંદુએ જીદ પકડી.

હવે સુરેશનો મિજાજ ગયો.

"ઈંદુ, તારે મારી પંચાતમાં પડવાની જરૂર નથી." એણે છણકો કર્યો.

"કેમ નહિ. તેં અહીં આવતા પહેલાં તો તારા જીવનમ મને મહત્ત્વને સ્થાને બેસાડવાની કબૂલાત કરી હતી. શું એ બધ ખોટું હતું?" ઈંદુએ એને ઉધડો લેવાનો આરંભ કર્યો.

"તારે તકરાર જ કરવી હોય તો હું ચાલી જઈશ. ઈંદુ, કોઈ પણ સ્ત્રીએ પુરૂષનાં પારખાં લેવાનો પ્રયાસ કરવો એ ઠીક નહિ."

"મિત્ર હોય તો પણ?"

"મિત્ર હોય કે શત્રુ..."

"તું મને ત્યારે શું માને છે?"

"માત્ર પતંગિયું ?—બોલ, હવે શું કહેવું છે?" એમ કહીને અકળાયલો સુરેશ ચાલી ગયો.

અને પોતે ઠગાઈ છે એ સમજવાથી ઝંખવાણી પડી ગયેલી ઈંદુ પણ ભાડાની ગાડી કરી ઘેર ચાલી ગઈ.

સુરેખા દૂરથી આ બધો તાલ જોઈ રહી હતી. એણે સુરેશને ઈંદુ સાથે જોયો, ત્યારથી જ ઘેર ચાલી જવાનો એ વિચાર કરી રહી હતી. સુરેશને ચાલી ગયેલો જોયા પછી એણે ભારતીને કહ્યું: "ભારતી બહેન, આ બધાંના રંગમાં ભંગ પાડવા માટે હું જ કારણભૂત છું. મને માફ કરજો. હું તમારો આનંદ બગાડવા માગતી નથી. પણ હું હવે ઘેર જ જઈશ."

એટલું કહેતામાં એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

"સુરેખા બહેન, હું તમને તમારે ઘેર મૂકીને પછી ઘેર જઈશ. મારે પણ હવે જોવા બેસવું નથી." ભારતીએ એને આશ્વાસન આપ્યું. અને તેઓ પણ ઘર તરફ ઉપડી ગયાં!

# પંચાત

અતુલના કાકા ભગુભાઈની ઑફિસમાં, ખાનગી ચેમ્બરમાં નાનકડી ગોળમેજી પરિષદ મળી હતી. એમાં ભગુભાઈ, ચીનુભાઈ, વિરંચીલાલ, જયંતિલાલ અને ચંદુ પહેલવાન ગંભીરભાવે ચર્ચા કરી રહ્યા હતા, ન્યાયમંદિરમાંના અપરાધી જેવો અતુલ નતમસ્તકે પાછળની એક ખુરશી પર બેઠો હતો– શરમાતો અને સંકોચાતો.

છબીઘરમાંથી સુરેશ સાથે ઝઘડો કરીને ચાલી ગયા પછી ચંદુએ વિરંચીલાલને મળીને કેટલીક ખાનગી વાતોના ખુલાસા કર્યા અને પોલીસતપાસમાં તેમ ન્યાયમંદિરમાં પણ, જાતે તહોમતદાર ઠરવાનું જોખમ છતાં એ જ એકરાર કરવાનું વચન આપ્યું હતું. વિરંચીલાલને તેણે જ ભગુભાઈ અને ચીનુભાઈનાં શિરનામાં આપ્યાં હતાં.

આજની ગોળમેજી એ જ ભૂમિકાપર ચર્ચા કરવા માટે મળી હતી.

ચંદુની વાતનો સાર આ હતો :

સુરેશ ભારતીની પાછળ ઘેલો થયો હતો : ભારતી એની

અવગણના કરતીઃ તેથી સુરેશે અજિતને પજવવાનો નિરધાર કર્યો હતો—કેમકે ભારતી અજિતની વિદ્વત્તાને સન્માનતી.

"એણે જ અજિતને બનાવવા જયંતિલાલના ઘરમાં ચોર ઘૂસ્યાની વાત એક અખબારી માનવીને લાંચ આપીને છપાવી હતી. અજિતને રસ્તા વચ્ચે મારવા માટે એણે મને ઉશ્કેર્યો હતો. અજિત અને ભારતીને બદનામ કરવા માટે એણે એ બન્નેના વડીલોના નામની કંકોત્રીઓ છપાવી હતી, બેન્ડવાળાઓને, ફૂલહાર સાથે માળીને તેમજ વર માટે શણગારેલા ઘોડાવાળાને પણ મોકલાવ્યા હતા. એનો વિચાર તો બે જુદી જુદી વાડીઓમાં જમણ તૈયાર કરાવવા માટે જયંતિલાલ અને વિરંચીલાલના નામે કોન્ટ્રેક્ટ આપવાનો હતો: પરંતુ એટલી હદ સુધી ન જવા મેં એને સમજાવ્યો ત્યારે એ થોડેથી અટક્યો. એ બાબત છાપામાં છપાવનાર પણ સુરેશ જ છે.

"એનો એ દાવ પણ નિષ્ફળ ગયો એટલે વળી એણે ઈંદુ અને ભારતી ઉપર અજિત અને દીપકના નામે બનાવટી પત્રો લખાવીને મોકલ્યા હતા.

"ઈંદુના ભોળપણનો લાભ લઈ સુરેશ એનો પોતાની મેલી રમતની સોગટી તરીકે ઉપયોગ કરતો હતો. એની મુરાદ તો આના કરતાં યે ભૂંડી હતી. કોઈ રીતે એ ભારતીને નમાવવામાં ન ફાવે તો છેવટે એનું હરણ કરાવવાની પણ યોજના એ વિચારી રહ્યો હતો."

ચંદુને મુખે આ બધી વિગતવાર વાતો સાંભળીને ત્યાં બેઠેલા ચારે પીઢ પુરૂષો ચમકી ગયા. અને નિત્ય શાંત રહેતા વિરંચીલાલનું લોહી તપી આવ્યું.

"ચીનુભાઈ, બોલો. હવે આ માણસને પેચ પહોંચાડ્યા સિવાય કેમ રહેવાય? જેણે મારી દીકરીને માટે..." વિરંચીલાલના બીજા શબ્દો એમના દાંતના કચડાટ વચ્ચે જ ચવાઈ ગયા. ગુસ્સાથી એમનું અંગ કંપવા લાગ્યું.

ચીનુભાઈને ધરતી માગ આપે તો સમાઈ જવા જેવું લાગ્યું. એક અક્ષર પણ બોલવાની એમની હિંમત ચાલી નહિ.

"બોલો, શું કહેવું છે તમારે?" જયંતિલાલે પણ તપીને પૂછ્યું.

"જો આ વાત ખરી હોય તો ઘણું જ ખરાબ કહેવાય." ભગુભાઈએ પોતાના મિત્રની વહાર કરી.

પરંતુ એમનું વાક્ય પૂરૂં થાય તેટલામાં ચંદુ જ બોલી ઉઠયો: "આપને એમ લાગે છે કે હું આ બધું તરકટ ગોઠવી રહ્યો છું?"

એ વખતે ચંદુની આંખોમાંથી ખરતા તણખા અને એના વદન પરની ગુસ્સાની લાલાશ જોઈને ભગુભાઈને કાચું કપાયાનો ખ્યાલ આવ્યો.

"ચંદુભાઈ, આપ માઠું લગાડશો નહિ. કોઈની ઉપર શંકા લાવવાનો કે કોઈનો અવિશ્વાસ કરવાનો મારો તો સ્વભાવ જ નથી. પણ, આતો...તમે સમજ્યા કે નહિ? માઠું લગાડો તો તમને મારા ગળાના સમ છે! હું તો એમ કહેવા જતો હતો કે, તમે સુરેશને આ કામમાં શા માટે મદદ કરી, અને હવે એની સામે કેમ થયા હશો, એ જરા વિચારવા જેવો પ્રશ્ન છે. કેમ ખરૂં કે નહિ?"

ભગુભાઈએ વિરંચીલાલ અને જયંતિલાલ સામે જોઈ, દ્વીઅર્થી ભાવે માથું હલાવ્યું.

પણ એ બેમાંથી એક પણ એમને ઉત્તેજન આપવા તૈયાર ન થયો.

ત્યાં તો ચંદુએ જ સળગતા બોમ્બ જેવા શબ્દો એમની સામે ફેંકયા:

"શેઠ મેં તો એ બધું પૈસા માટે કર્યું હતું. અને એ બીજા બધાઓની માફક મને પણ 'મ્યાંઉ' કરવા તૈયાર થયો એટલે મેં કોઈ પણ ભોગે એનું વેર લેવાનો નિર્ણય કર્યો છે. માત્ર આમાં સારા કુટુંબનાં અનેક નિર્દોષ સંતાનોની આબરૂનો પ્રશ્ન રહેલો છે તેથી જ મેં વિરંચીલાલને મળીને બધો ખુલાસો કરવાનું, તેમજ આટલે સુધી

આવવાનું ઉચિત માન્યું છે. છતાં તમને મારો વિશ્વાસ ન આવતો હોય તો કંઈ નહિ. હું મારે રસ્તે અને તમે તમારે. જતાં જતાં માત્ર એટલું જ કહેતો જાઉં છું કે, હું એને હવે માર્યા સિવાય તો મૂકવાનો નથી, પણ એનાં આ કાવતરાં પોલીસ આગળ મૂકીશ. તે માટેના તમામ પુરાવાઓ મારી પાસે મોજુદ છે."

છંછેડાયલા સાપની માફક ફુંફાડા મારતો એ ખુરશીમાંથી બેઠો થઈ ગયો.

એથી ચીનુભાઈ ગભરાયા, અને એને હાથે પગે લાગીને બેસાડ્યો.

ભગુભાઈ તો એ બધું જોઈને ઠરી જ ગયા.

ચંદુએ બેસતાં બેસતાં એમને બીજો ઘા કર્યો: "શ્રીમાન ભગુભાઈ શેઠ! મારી વાત ઉપર હજુ વિશ્વાસ બેસતો ન હોય, તો પૂછો આપના આ ગાદીવારસ અતુલકુમારને! એ ભાઈ કંજૂસકાકાના ધનનો સદુપયોગ કરવા સુરેશ સાથે ભળ્યા હતા. એ પણ દીપક પરના પતંગિયાની માફક ભારતી બહેનની પાછળ લટ્ટુ બન્યા હતા. સુરેશનાં ઘણાંખરાં ધતિંગ પાછળ આપ શ્રીમાનનાં જ નાણાં વપરાયાં છે! જો મારૂં કહેવું ખોટું હોય તો પૂછો આપના આ અતુલકુમારને!"

ભગુભાઈને આ ઘા હૈયું ચીરી નાખવા જેવો થઈ પડ્યો. એમણે બાડી આંખે અતુલ સામે જોયું. ત્યારે તેલમાં માંખ ડૂબી હોય એવી એની દશા થઈ હતી!

ભગુભાઈ કંઈ બોલતા નથી એમ જોઈને ચંદુએ કહ્યું: "અતુલ! મારૂં કહેવું ખરૂં છે કે ખોટું?"

ચંદુના એ શબ્દો નહોતા, એ તો કાળની ગર્જના હતી.

"ખ–રૂં–!" અતુલની થોથરાતી જીભ બોલી ને ભગુભાઈ વધુ ગભરાયા.

બે ચાર ક્ષણો સુધી ચંદુના શબ્દોની અસર એવી રહી કે કોઈની વધુ બોલવાની હિંમત ચાલી નહિ.

"ચીનુભાઈ, બોલો ત્યારે હવે શું કરવું છે?" વિરંચીલાલે જ મૌન તોડયું.

"આપ જે કહો તેમ કરવા હું તૈયાર છું. માત્ર આપની પાસે મારી દીકરીને નામે દયા યાચું છું!" ચીનુભાઈ ગળગળા થઈ ગયા.

"હું પણ મારી પુત્રીને નામે ગુન્હેગારના વડીલ તરીકે તમારી પાસે જવાબ માગતો બેઠો છું એ ન ભૂલશો, ચીનુભાઈ!"

કોકડું વિશેષ ગૂંચાતું જાય છે એ જોઈ ભગુભાઈએ કહ્યું: "જે મારે એ જ તારે, એટલે આપણે આ બાબતનો તોડ ઉતારવાનું કામ પણ ચંદુભાઈને જ સોંપીએ. એ ગમે તેવા હોય પણ એક મગની બે ફાડ કરીને આપે અને ભલભલાને પણ તડને ફડ સંભળાવી દે તેવા તો છે જ."

"કબૂલ." ચીનુભાઈએ તુરત એ વાતનો સ્વીકાર કર્યો.

વિરંચીલાલ કંઈ બોલ્યા નહિ, તેમ જયંતિલાલે પણ મૌન સેવ્યું.

એટલે ફરીથી ભગુભાઈએ જ કહ્યું: "આ બાબતમાં તમે જ ન્યાયાધિશ: તમે જે ફેંસલો આપશો તે સમજી વિચારી ને જ આપશો."

ભગુભાઇ મોંઢેથી ન છૂટકે આમ બોલી રહ્યા હતા, પણ એમના મનમાં તો એવા વિચારો ઘોળાઇ રહ્યા હતા કે: શું કરીએ ભાઇ, કીચડમાં પથ્થર નાખીએ તો કપડાં ખરડાય, એટલે તને મોટે માન ચડાવવો પડે છે!

ચંદુની મનોદશાનું માપ કાઢવામાં ભગુભાઈ સાચા હતા. એવા માનવીઓને માન આપવાથી ફુલાય છે.

ચંદુ પણ ફુલાયો. અને એણે કહ્યું: "મારી બાબતમાં તો હું સુરેશ સાથે હિસાબ ચૂકવી લઇશ. પણ એણે નિર્દોષ કન્યાઓ સાથે જે જાતનું હીણું વર્તન ચલાવ્યું છે, અને અજિતનો જે રીતે દ્રોહ કર્યો છે; તે માટે તમારા બધાની વચ્ચે એણે સહુની માફી માગવી જોઈએ. ઉપરાંત ભવિષ્યમાં આવી મેલી રમત છોડી દેવાની ખાત્રી પણ આપવી જોઇએ."

ચંદુની આ દરખાસ્ત સહુને ગમી. એટલે બધા ચીનુભાઇ તરફ જોઇ રહ્યા.

ચીનુભાઈમાં તો બોલવાના યે હોશ રહ્યા નહોતા. જમાઇને કારણે એને આવી દશામાં મૂકાવું પડયું, તેથી એ મનમાંને મનમાં એની ઉપર સળગી રહ્યો હતો.

ચીનુભાઇ કંઇ ઉત્તર આપતા નથી, એ જોઈને એમના એક મિત્ર તરીકે ભગુભાઈએ પૂછ્યું: "બોલો ચીનુભાઈ, તમે સુરેશ પાસે આ પ્રમાણે કરાવવા તૈયાર છો?"

"મારો કંઈ છૂટકો છે?...હું એની સહુને ખાત્રી આપું છું."

"તો પછી ફરીથી આપણે બધા અહીં જ મળીશું?" વિરંચીલાલે પૂછ્યું.

"જરૂર. આજથી ત્રીજે દિવસે, આજ વખતે." ભગુભાઈએ કહ્યું. એમણે તે પછી ચંદુને પૂછ્યું: "ચંદુભાઇ, હવે આપને સંતોષ થયો?"

"મારા સંતોષ અસંતોષનો તો સવાલ જ નથી. સંતોષ તો જેમની સતામણી થઈ છે એમને થવો જરૂરી છે."

તે પછી ગોળમેજી વિખરાઇ ગઇ.

# ચીનુભાઈની ચિંતા

ગમગીન અને નિરાશ ચીનુભાઈએ ઘેર જઈને તપાસ કરી તો ખબર પડી કે સુરેશ બે દિવસથી ઘેર જ આવતો નથી. એનો એક પત્ર એ જ દિવસે ટપાલ મારફત ચીનુભાઈના નામે આવ્યો હતો.

પતિને એ પત્ર આપતાં સવિતાએ ચિંતાઘેર્યા વદને કહ્યું: " સુરેશચંદ્રનું શું થયું હશે ?—એ કેમ ઘેર આવ્યા નહિ હોય ?—એમની ક્યાંક તપાસ તો કરાવો..."

" હવે મહેરબાની કરીને તમે જરા શાંત રહેશો ? એને વધારે પડતો લડાવીને તમે જ બગાડી મૂક્યો છે. એને લીધે તો મારે આજે આપઘાત કરવા વખત આવ્યો છે..."

સવિતાની જીભ ઉપર એથી અંકુશ મૂકાયો. અને ચીનુભાઈને સુરેશનો પત્ર વાંચવાની તક મળી.

" લે, આ તારા જમાઈનાં વધુ પરાક્રમ જો..." ચીનુભાઈએ એમ કહેતાં સુરેશનો કાગળ સવિતા તરફ ફેંક્યો.

 " આના કરતાં તો સુરેખા ન જન્મી હોત કે હું જ

મરી ગયો હોત તો સારું!" સોફાના પાછલા ભાગ તરફ માથું ઝૂકાવતાં ચીનુભાઈ બબડ્યા.

એમના માથામાં બે હાથ ભરી ભરીને કોઈ હથોડા મારતું હોય એવું થતું હતું.

ઘરમાં તકરાર થવાના ડરથી સવિતા એ વખતે બોલ્યા વિના જીભ કચરીને બેસી રહી. એણે જમાઈનો કાગળ વાંચી લીધો. સુરેશે એમાં લખ્યું હતું કે: 'તમારી દીકરીને બાપના પૈસાનું અભિમાન છે એટલે મને તુચ્છ લેખે છે. તમે એની ઉપર અંકુશ રાખવાને બદલે એના સ્વચ્છંદોને ઉત્તેજન આપો છો, એટલે એ ભારતી જેવી રખડતી છોકરીઓ સાથે સિનેમા, નાટકોમાં રખડે છે. બીજે ક્યાં એ નહિ રખડતી હોય અને એણે નવા દોસ્તો નહિ કર્યા હોય એ કેમ કહેવાય? મેં એને નજરોનજર ભારતી સાથે સિનેમામાં જોઈ છે. મારાથી આ સહન થવાનું નથી...'

ચીનુભાઈ જમાઇના પરાક્રમોનો જે ઈતિહાસ જાણીને આવ્યા હતા, તે પછી આ કાગળમાં ખોટી ધમકી અને જૂઠાણાં જ હોવાની એમના મનની તો ખાત્રી થઇ ગઈ હતી જ, પરંતુ સવિતાના દિલને તો એથી ભારે આઘાત થયો. 'વખત છે ને એ ફરીથી પરણી બેસે તો? મારી સુરેખાનું શું થશે?' એ ચિંતાનો કીડો, ભમરો લાકડું કોરે તેમ એમના હૈયાને કોરવા લાગ્યો.

સુરેખા છબીઘર છોડીને નીકળી ત્યારે તેણે એટલું તો માન્યું જ હતું કે ચોર ઉલટો કોટવાળને દંડે એ રીતે સુરેશ એને ધમકાવશે, કજિયો કરશે અને કદાચ મારશે પણ ખરો! તેથી જ ભારતીએ ઠેઠ ઘર સુધી પહોંચાડી જવાનો આગ્રહ કર્યો ત્યારે એણે સાભાર એને પાછી વાળી હતી.

પરંતુ સુરેશ રાતે ઘેર આવ્યો નહિ, ત્યારે સુરેખાને ચિંતા થવા લાગી. જેને ચાહવું તેને જ માટે અને તેની જ મારફત સહેવું એ સ્ત્રીઓ માટેનું નિર્માણ ઠરી ચૂક્યું છે. સુરેખા નિર્દોષ હતી: સુરેશ ગુન્હેગાર હતો, છતાં અપરાધીની ખાતર બીન અપરાધીની આંખોમાંથી મોડી રાત સુધી હૈયાના રસાયનનો અર્ક ટપકતો રહ્યો!

બીજે દિવસે સુરેશને બદલે એનો પત્ર આવ્યો, એથી વળી સુરેખાને દિલને ધ્રાસ્કો પડ્યો. પણ માતાને વલોપાત કરતી જોઈ એણે બધીયે ચિંતાને હૈયાની તિજોરીમાં પૂરી રાખી!

ચીનુભાઈ જરા સ્વસ્થ થયા એટલે એમણે જમાઇનાં પરાક્રમોની વાત કરી અને પાછળથી સુરેખાને બોલાવી સિનેમાને લગતી વાત પૂછી.

સુરેખાએ ભારતી સાથે માતાને ટેલિફોન મારફત ખબર આપીને સિનેમા જોવા ગયાની વાત કરી: પણ સુરેશ અને ઇંદુના સંબંધમાં મૌન સેવ્યું. એ વાત જાણ્યા પછી આવી નજીવી બાબતને ગંભીર સ્વરૂપ આપવા માટે ચીનુભાઈને મનમાં તો જમાઇ ઉપર ચીડ ચડી; પણ સુરેખાની ખાતર એમણે છાતીપર પથ્થર મૂકીને મનના ઉભરાને હૈયામાંજ ભારી રાખ્યો.

"આજે જ કૉલેજમાં અને એમના મિત્રોને ત્યાં તપાસ કરાવું છું." એમ કહી ચીનુભાઈએ સુરેખાને તેમ સવિતાને આશ્વાસન આપ્યું.

સુરેશ તે દિવસે કૉલેજમાં ગયો નહોતો. ભારતીએ ઈંદુ સાથેની એની બધી ગોઠવેલી બાજી ધૂળમાં મેળવી દીધી, તેથી એને ભારતી સામે બહુ જ ચીડ ચડી હતી. સુરેખા સામેનો એનો ક્રોધ એ તો ભારતી સામેના ગુસ્સાનો એક ભાગ હતો. બગડેલી બાજી સુધારી લેવા અને સુરેખા ઈંદુવાળી વાતની જાહેરાત ન કરે તેથી એને દબાવી દેવા માટે એ સિનેમામાંથી સીધો ઘેર ન જતાં એક હોટલમાં ગયો અને ત્યાં એણે સુરેખા ઉપર આક્ષેપ મૂકનારો પત્ર લખી નાખ્યો.

ચંદુનો એને ડર હતો. એ માણસ વેરનો બદલો લીધા વિના નહિ રહે એવું તો એ સમજતો જ હતો. પરંતુ તે વિરંચીલાલને મળશે અને એમનાં સંયુક્ત કાવતરાંની વાતનો ઘટસ્ફોટ કરી નાખશે એવી એને કલ્પના નહોતી.

ચંદુ સાથે તો પડશે એવા દેવાશે એવો એનો ઇરાદો હતો. પણ કોઇ પણ રીતે ભારતીને જલદી હાથ બતાવવો જ જોઇએ.

મોડી રાત સુધી સુરેશના માથામાં આવા વિચારોનાં ભૂતડાં નાચી રહ્યાં હતાં.

પરંતુ વિચારોને આચારમાં મૂકવા જતાં સુરેશની બાજી ઊંધી વળી ગઇ !

ભારતી કૉલેજમાંથી ઘેર જવા નીકળી તે વખતે સુરેશે આગળ આવીને એને કહ્યું : "ભારતી, જરા ઊભી રહે તો..."

"શા માટે ?" છબીઘરની ઘટના પછી ભારતીનો એની તરફનો તિરસ્કાર પરાકાષ્ટાએ પહોંચ્યો હતો. એટલે એ ગુસ્સાથી જ બોલી.

"મારે તારી પાસેથી જવાબ જોઈએ છે; અને તારે તે આપવો જ પડશે." સુરેશે આંખ લાલ કરી.

ભારતી એથી ગભરાઈ જાય તેવી પોચી નહોતી. એણે પહેલાના જેટલા જ દમામથી કહ્યું : "અને ન આપું તો ?"

અજિત એ તરફથી નીકળ્યો. એણે સુરેશનો દેખાવ અને એની વાત કરવાની ઢબ પરથી મામલાની કલ્પના કરી લીધી; એટલે તેની નજીક આવતાં જાણીને એ ધીરે ધીરે ચાલવા લાગ્યો.

"...તો પરિણામ સારૂં નહિ આવે..."

એ સાંભળીને અજિત પાસે આવ્યો.

"શું છે સુરેશ ?" એણે નિર્વિકાર ભાવે જ પૂછ્યું.

પરંતુ સુરેશનો પિત્તો ઉકળ્યો. "તું અહીંથી ચાલ્યો જા. કોઈની વચ્ચે આવવાનો તને શું હક છે ?" એણે દમ માર્યો.

"ભારતી, આવે છે ?" અજિતે સુરેશને જવાબ ન આપતાં ભારતીને જ પૂછ્યું.

"હા, ચાલ."

"એમ નહિ જવાય. ભારતી ! તારે મને જવાબ આપવો જ પડશે."

સુરેશ પોત પ્રકાશવા તૈયાર થયો.

ભારતીએ સાંભળ્યું જ ન હોય તેમ ચાલવા માંડયું.

"ભારતી! ઊભી રહે..."

સુરેશે બરાડો પાડયો. પણ એના છેલ્લા શબ્દો મોંમાંથી નીકળે એ પહેલાં જ અજિતે આગળ આવી કહ્યું : "વિદ્યાર્થીની સાથે આ રીતે વર્તતાં શરમાતો નથી?"

તકરારનું બહાનું જ શોધતો હોય તેમ સુરેશ એની સામે ધસ્યો. પરંતુ તે ઘા કરે તે પહેલાં અજિતે પગની એક જ આંટીથી એને ધૂળ ચાટતો કરી દીધો.

આસપાસ ઊભેલાંઓને તેથી હસવું આવ્યું.

ભારતીએ અજિતને કહ્યું : "અજિત, તું અમારી વચ્ચે ન પડ. મારે તારી મદદની જરૂર નથી. મારે જોવું છે કે એ વીરનર કેટલી હદ સુધી જાય છે!"

સુરેશને આ પરાજયનો ઘા વસમો થઈ પડયો. અને એની સામેના હાસ્યે બળતામાં ઘી હોમ્યું. તે એકદમ ઊભો થયો અને ફરીથી અજિત સામે ધસ્યો.

પરંતુ સાવધાન અજિતે ચિત્તાની ઝડપે એનું કાંડું પકડી, એવું તો કચર્યું અને જુજુત્સુની રીતે એને એટલા જુસ્સાથી મરોડ આપ્યો કે, સુરેશથી રાડ પડાઈ ગઈ.

સુરેશ હવે અજિતથી ખરેખરો ગભરાયો. અજિતના સુરેશ પરના આ વિજયથી ભારતીના હૈયામાં હર્ષની એવી ભરતી ચડી કે સુરેશે કરેલા અપમાનની વાત જ એ વીસરી ગઈ.

"અજિત!" ભારતી હર્ષના આવેગથી બોલતી હતી. "હવે એને જવા દે. આવા કંગાળો જાતે જ મરેલા હોય છે."

એક અક્ષર પણ બોલ્યા વિના અજિતે સુરેશનો હાથ છોડી દીધો. નીચું માથું કરીને, સુરેશ ત્યાંથી ચાલ્યો—પરાજિત, અપમાનિત અને હીણાયલો!

ભારતીએ અજિતને કહ્યું : "તને જોઈને આજે મને ગર્વ

થાય છે: મારૂં મસ્તક અને હૈયું તારે ચરણે નમે છે. તે દિવસે મેં તને બગીચામાં કહ્યું હતું ને કે તું જે દિવસે મર્દ બનીશ તે દિવસે હું તને શોધતી આવીશ. તું મારી મોટરમાં ચાલ. મારાં વડીલોની હાજરીમાં આજે હું તારૂં સન્માન કરીશ."

અજિત અને ભારતી મોટર તરફ જતાં હતાં તેટલામાં થોડે જ દૂર ગલીમાં કોલાહલ મચી ગયો. બૂમાબૂમ અને દોડાદોડ જોઈ અજિત સ્થંભી ગયો. સુરેશ સાથે એણે કોઈને લડતાં જોયો.

"હું આવું છું..." કહેતો અજિત એ તરફ ધસી ગયો. ભારતી એની પાછળ જ હતી.

સુરેશના જડબામાં મુક્કો પડયો અને તે જમીન ઉપર પડી ગયો.

"ઊભો થા," ચંદુ બરાડો પાડી રહ્યો હતો.

"અરે એ, શું છે?" સિંહગર્જના સાથે અજિત ચંદુની સામે જઈને ખડો રહ્યો.

"અજિત, તું વચ્ચેથી ખસી જા. ભારતી બહેનના અપમાનનો અને તારા છળનો આજે મારે પૂરેપૂરો બદલો લેવો છે." ચંદુ પહેલવાન એટલું કહેતામાં તો પડેલા સુરેશ તરફ ધસ્યો.

"નહિ, તમે એને એમ મારી શકશો નહિ. એણે અમને અન્યાય કર્યો હોય તો તે અમારે જોવાનું છે..."

અજિત એમ બોલતો વચ્ચે પડયો.

"અજિત, તું વચ્ચેથી હઠી જા..."

"નહિ." અજિતે ચંદુનો હાથ પકડયો.

છતાં ઉછળીને ચંદુએ સુરેશને લાત કકડાવી કાઢી.

તેથી અજિતને રીસ ચડી: વીજળી વેગે એણે પગનો એવો દાવ લીધો કે ચંદુ જમીન પર પટકાયો. પરંતુ બીજી જ પળે ઊભા થઈ એણે ચપ્પુ કાઢયું. છતાં અજિત પર એનો ઘા થાય તેટલામાં

અજિતની વજ્રમુષ્ટિમાં ચંદુનું કાંડુ સપડાઈ ગયું અને એની પકડમાંથી છૂટેલું ચપ્પુ હવામાં ઉછળી પડયું.

આસપાસ એકઠાં થઈ ગયેલાં માનવીઓએ તે દરમિયાન 'પોલીસ-પોલીસ ! ખૂન-ખૂન !'ની રાડારાડ કરી મૂકી હતી, એટલે ચંદુ જેમ તેમ હાથ છોડાવીને, ત્યાંથી જીવ લઈને નાઠો !

એ ઝપાઝપીમાં અજિતના આંગળાંમાં ચપ્પુના ઘા થયા હતા, પણ સુરેશને તો ઝધ્ધર માર પડયો હતો.

અજિતનાં લોહીલુહાણ આંગળાં છતાં એણે સુરેશને ઉંચકીને મોટરમાં નાખ્યો. ભારતીએ મોટરમાં બેસતી વખતે અજિતનો જખ્મ જોયો એટલે પોતાના રૂમાલથી લોહી લૂછી નાખી, સાડીનો એક છેડો ચીરી કાઢીને એનો પાટો લપેટી દીધો !

પોલીસના ડરથી ચંદુ નાસી ગયો: પરંતુ એના મારથી સુરેશને ઠીક ખાટલો ભોગવવો પડ્યો. અજિત અને ભારતીની સહિષ્ણુતા અને ઉદારતાથી સુરેશ શરમાયો. એણે અજિત, ભારતી અને એમનાં વડીલોને ચીનુભાઈ મારફત બોલાવરાવી એમની માફી માગી. અને પોતાના ગુન્હાનો એકરાર કરી, ભવિષ્યમાં એવા ધંધા નહિ કરવાની ખાત્રી આપી.

અજિત અને ભારતીના લગ્નમાં માંદો માંદો પણ સુરેશ હાજર રહ્યો. સુરેખાએ તો મોટી બહેનનાં લગ્ન હોય એટલા ઉમંગથી ભારતીના લગ્નમાં ભાગ લીધો.

સુરેશે અભિનંદન આપ્યાં, ત્યારે ભારતીએ સસ્મિત કહ્યું: "સુરેશ અમારાં લગ્ન ઠરાવી એની અગાઉથી કંકોત્રીઓ છપાવીને, તેમજ વરઘોડાનો સાજ મોકલાવીને તું તો અમારો લગ્નગોર બની ચૂક્યો છે."

"ભારતીબહેન, આજે હવે હું તારા ધર્મના ભાઈ તરીકે આવ્યો છું." સુરેશની આંખમાં ત્યારે ઝળઝળિયાં આવી ગયાં.

મલ્લિકા, મેનાં, ઈંદુ, સુહાસ અને ઉર્વશી, ભારતીને લગ્નભેટો આપવા આવ્યાં ત્યારે મલ્લિકાએ ધીરેથી એને કહ્યું: " ભારતી, નજૂમીના બતાવેલા ભાગ્યલેખ તારે સારુ તો સાચા પડયા..."

" તમારા પણ ભાગ્યલેખ સાચા પડશે. " ભારતીએ કહ્યું.

" આપણા કવિરાજ આજે કેમ દેખાતા નથી ? " ઉર્વશીએ ઈંદુની તરફ જોઇને પૂછ્યું.

" એ બિચારા જીવ ભારતી બીજા કોઈની સાથે પરણે એ સહન ન થવાથી, ગઈ કાલે જ ગામ ઉપડી ગયા ! " ઈંદુએ કહ્યું.

" કૉલેજની કોઈ કન્યાએ એમના હાથની માગણી ન કરી, એથી નિરાશ થઈ એમણે આપઘાત ન કર્યો, એટલાં એમાં નસીબ ! " મેનાં ટહુકી અને વાતાવરણમાં હાસ્યના તરંગ હિલ્લોળે ચડયા.

આ લગ્નથી સહુથી વિશેષ સંતોષ ગોપાળદાદાને થયો હતો. નવદંપતી એમને નમસ્કાર કરવા ગયાં ત્યારે આશીર્વાદ આપીને દાદાએ ભારતીને કહ્યું: " દીકરા, તું મારા ઘરમાં આવી ત્યારથી જ મને વિશ્વેશ્વરનાથ કહી રહ્યા છે કે, હવે મારો દીકરો દાદાનું નામ રાખશે. તું જીવંત સ્ત્રીશક્તિ છે. મેં તને રણાંગણમાં ઝૂઝતાં જોઈ છે. તારો જીવનમાં સાથ છે તો મારા અજિતનો બેડો પાર જ છે ! દીકરા, ભારતી, મારા અંગત લાખ રૂપીઆ તને લગ્નની ભેટ તરીકે આજે આપું છું."

એમણે અજિતને કહ્યું: " દીકરા મારા, હવે હું નિરાંતે કાશી જઈ શકીશ. મારા જીવનના અભિલાષ આજે મોર્યા. અજિત, જીવનમાં સદૈવ એટલું યાદ રાખજે કે,. પામર, માયકાંગલા જંતુઓ જગતમાં ભાર રૂપ છે : એ કચરાઈ, છૂંદાઈ મરવાને જ યોગ્ય છે : બળવાનને જ શક્તિ, સંપત્તિ, સત્તા અને સ્વાતંત્ર્ય વરે છે : બળહીનોને નહિ. મારી આટલી શીખામણ ધ્યાનમાં રાખજે અને માત્ર મારી એક જ માગણી છે તે પૂરી કરજે : દાદાનું નામ તું રાખજે !



જાણીતા શહેરીઓએ અને
દાક્તરોએ અપનાવેલી

# એ. બી. સી.

## સર્જીકલ કંપની



એકજ વખત અમારી
મુલાકાત આપને હંમેશના
અમારા ગ્રાહક બનાવશે.



અમારે ત્યાંથી જાહેર
જનતાના લાભાર્થે દેશી
તથા વિલાયતી દવાઓ
ઘણાજ કિફાયત દરે મળશે.

# એ. બી. સી. સર્જીકલ કું.

જુમ્મા મસ્જીદ સામે, ૧૮૯૯, ગાંધીરોડ
અમદાવાદ



ટે. નં. ૨૭૮૭

# કૉલેજકુમારો અને કૉલેજકુમારીઓ

અમારે ત્યાં
રેલે: [સ્ટાન્ડર્ડ પોપ્યુલર]
હરક્યુલસ
હમ્બર
બી.એસ.એ.
સાયકલો કીફાયત
ભાવે મળશે.

આપના બાળકોનાં
મનરંજન કરવા
તેમજ
સ્વદેશી માલને
ઉત્તેજન
આપવા
માટે :
★

હાલના
યુદ્ધ સંજોગોમાં
મોટરની
હાડમારી દૂર
કરવા
તેમજ
અભ્યાસ અર્થે
નિયમિત હાજરી
આપવા
આજેજ મળો
અને
બધી મુશ્કેલીઓ
નિવારવા
અમારા
**શોરૂમની**
મુલાકાત
લો.
●

સાયકલને
લગતો તમામ
સામાન મળશે.
અને કોઇ પણ
જાતનું રીપેરીંગ
કામ અમારો મીકેનીક
કરી શકશે.

**ટ્રાયસીકલ**
**બાબાગાડી**
**બેબી મોટર**
અવશ્ય ખરીદો.
★
ગ્રાહકોને
સંતોષ આપવો એ
અમારો મુદ્રાલેખ છે.

# ધી રીલાયેબલ સાયકલ એન્ડ મોટર કું.

ચાર રસ્તા : રીચીરોડ, અમદાવાદ.

જનતાના
મનોરંજનનું
બીજું નામ
એટલે
કારદાર
પ્રોડકશન્સની
કૃતિઓ :

●

આવે છે

નિર્માતા : દિગ્દર્શક
કારદારનું
સળંગ વિનોદી ચિત્ર :

# ' સંજોગ '

અજોડ હાસ્ય નટ :
ચાર્લી
મહેતાબ, ઉલ્લાસ
અને

તમારો માનીતો
વાસ્તી

સંગીત :
નૌશાદ

આવે છે–

# ' કાનૂન '

મહેતાબ, ઉલ્લાસ, શાહુ મોડક, જાગીરદાર, નિર્મલા, એ શાહ




' શારદા '
હિન્દભરમાં
નવી શાન ફરકાવી ચૂકયું ...
' નમસ્તે '
વિનોદની
રસકયારી
પાઈ રહ્યું છે–

●

આવે છે !

# ' બહાર '

દિગ્દર્શન : વાર્તા સંવાદ ;
શ્રી. સાદીક

# ' ગીત '

દિગ્દર્શન : શાની
આવે છે !

# ' કૃષ્ણ સુદામા '

બુકીંગ:–કલકત્તા ફીલ્મ એક્ષ્ચેંજ : મુંબઈ : મદ્રાસ : કલકત્તા

સમય : રોજના ચાર ખેલ. ૧ અને ૧૦ મરાઠી ૪ અને ૭ હીંદી

# મહાત્માનું

મુંબઇના નાગરીકોએ કરેલું

ભવ્ય સ્વાગત

## ૧૨મી

નવેમ્બર શુક્રવારથી શરૂ

રૉયલ રીલીઝ

No 18

હિન્દી ભાષામાં — ભવ્ય સુવર્ણ-સર્જન — મરાઠી ભાષામાં

# મહાત્મા



ડીરેકશન : પાર્શ્વનાથ આલ્તેકર

વાર્તા : મોહનલાલ દવે

આર્ટ ડીરેકશન : બાબુરાવ પેન્ટર

ભૂમિકા :

**દુર્ગાબાઇ ખોટે - સ્વ. વિષ્ણુપંત પાગનીસ**

નાયમપલ્લી-મનોહર ઘટવાઇ-યશોધરા કાત્જુ-સ્વ. પ્રહેલાદ

## મેજેસ્ટીક સીનેમા

ગીરગામ મુંબઇ

બુકીંગ :—રૉયલ ફીલ્મ સરકીટ : મુંબઇ. ૪

તૈયાર થાય છે !

# પ્રભાકર પીક્ચર્સ

(કોલ્હાપુર)ની
ત્રણ નૂતન કલાકૃતિઓ

પાંચ હજાર વર્ષની સુગંધથી સભરભર
મહાભારતના મહાપ્રસંગની અમરકૃતિ

# મહારથી કર્ણ

દિગ્દર્શક :
ભાલજી. પેંઢારકર

જેમાં :
★ પૃથ્વીરાજ ★ દુર્ગા ખોટે
★ લીલા ★ શાહુ મોડક

રામાયણના પ્રતિભાવંત સર્જક
અને ક્રાન્તદર્શી ઋષિની જીવનકવિતા

# વાલ્મિકી

ભૂમિકા : ★ પૃથ્વીરાજ અને હજારો

પ્રખર તત્ત્વદ્રષ્ટા, અલૌકિક જ્ઞાનતેજ અને
શાંકર વેદાંતના આદ્યપુરુષની જીવન ઝરમર

# શંકરાચાર્ય

જેમાં સીનેમા સૃષ્ટિના સુપ્રસિદ્ધ
કલાકારો મુખ્ય ભૂમિકા ભજવે છે

: ડીસ્ટ્રીબ્યુશન :

મેસર્સ માણેકલાલ ચુનીલાલ એન્ડ સન્સ લી.
ચોપાટી ચેમ્બર્સ : : મુંબઈ-૭

ગઈ કાલે પાર્ટીમાં
અમે રાજમહેલ
આઈસ્ક્રીમની
મોજ માણી





આજે અમે ફરી
એ મોજ માણવા
રાજમહેલમાં
જઈ આવ્યા

હવે રાજમહેલ
આઈસ્ક્રીમ ઘેરે
મંગાવીએ છીએ





ફોન : ૨૧૯૭

# રાજમહેલ આઈસ્ક્રીમ્સ

કાળુપુર બ્રીજ

ગરીબોના ઝુંપડીથી
રાજવીઓના
રાજમહેલ સુધી ટુંક
વખતમાં ઘેરઘેર પહોંચતો

# રાજમહેલ

આઈસ્ક્રીમ

•

રા જ મ હે લ
એટલે
સ્વચ્છતા અને સુંદર
વ્યવસ્થા
આદર્શ નમુનો

કોઈપણ મેળાવડા વખતે
અમને વ્યવસ્થા સોંપી
અમારી સંગીન વ્યવસ્થાની
ખાત્રી કરો.

ખાસ વિશિષ્ટતા
અમારો

## રાજમહેલ શીખંડ

ઘણોજ પ્રખ્યાતી પામેલ છે.
આપે સ્વાદ ચાખ્યો ?

ફોન : ૨૧૯૭

કાળુપુર બ્રીજ : અમદાવાદ.

## તમારા પેટ સામે જુઓ!
## એ હદેથી ભરેલું છે

# લીવર ટોનીક





# પીલ્સ

પેટનાં તમામ
રોગોનો સફળ
ઉપાય છે

બાટલી એકની કિં રૂા. ૧-૪-૦ વી. પી. ખર્ચ જુદું.

# ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ, અમદાવાદ.

: એજન્ટો :

ઠક્કર મણીલાલ ઇશ્વરદાસ, કાળુપુર, અમદાવાદ.
ઠક્કર ચુનીલાલ ઇશ્વરદાસ, સારંગપુર. અમદાવાદ.
શાહ મેડીકલ સ્ટોર, બોરડી બજાર, વીરમગામ.
શાહ જયંતિલાલ ચુનીલાલ, બારેજા.

એજન્ટો જોઇએ છે.

સુભદ્ર ગ્રંથાવલિનાં

નાં

પ્રાણવાન પ્રકાશનો



હવે પછી

ખાલી ખોળો

નવલિકા સંગ્રહ

લોકબંધન

નાટિકા સંગ્રહ

